અફસોસ ! કુદરતથીજ શ્રેષ્ઠ બુદ્ધિવાળા અને માનવ-મંડલના શણગારરૂપ નિર્માણ થયેલા ઘણા પુરૂષો આ કુટેવમાં પડી ડુબી જાયછે એ બાબત ખરેખર અંતઃકરણને કોતરનારી છે. આ કુટેવ માણસના શરીરને અને મનને તદ્દન નિર્બળ કરી નાખેછે. તેનું મુખ્ય કારણ એ છે, કે તેથી કુદરતના નિમેલા નિયમ પ્રમાણેના સંબંધ વગર બરાબર સંતોષ થતો નથી અને તેથી વધુને વધુ એ કુટેવની ક્રિયા ચાલુ રાખવાની તેની ઇચ્છા મજબૂત થતી જાયછે. વળી યોગ્ય ઉમ્મરે પહોંચ્યા પહેલાં લાગુ પડેલી આ કુટેવ અતિશય નુકશાનકારક છે, કારણ કે તેટલી નાની ઉમ્મરે વીર્ય પેદા થયેલું ન હોવાથી તે નિકળતું નથી અને તેથી આખા શરીરને આંચકો લાગેછે અને શક્તિ ઘટેછે અને તે ભાગ એટલો તો નબળો પડી જાયછે, કે જ્યારે મનુષ્ય ઉમ્મરે પહોંચેછે અને વીર્યની ઉત્પત્તિ થાયછે ત્યારે તે ભાગ વીર્યને ટકાવી શકતો નથી અને તેથી તે ભાગ જાગૃત થયા સિવાય પણ વીર્ય બહાર નીકળી પડેછે અને તેનું જીવનતત્વ પાતળું અને પાણીજેવું થાયછે. વીર્યની ઉત્પત્તિ પહેલાં કે પછી એ કુટેવનું પરિણામ એ આવેછે કે, કેટલીક વખત વીર્ય વગરઇચ્છાએજ બહાર પડેછે, કેટલીક વખત પેસાબની સાથે બહાર નીકળી જાયછે અને કેટલીક વખત ઝાડાની સાથે પણ નીકળી પડેછે. એ કુટે-

વની શરૂઆતમાં તો વીર્ય બહાર આવવા વખતે જોસ પણ પૂરતો હોયછે અને આનંદ પણ ઘણો આવેછે પણ જ્યારે તે કુટેવ જુની પડેછે ત્યારે તે અવયવોમાં અશક્તતા માલમ પડેછે અને તેથી જરા પણ શક્તિ કે આનંદવગર વીર્ય બહાર નીકળી પડેછે અને ધીમે ધીમે તે અવયવ પાતળો, સંકોચાઈ ગયેલ અને કદમાં પણ ટુંકો પડી જાયછે અને તેથી કુદરતી આનંદ આપવાને તદન અશક્ત થાયછે. એ કુટેવ મનુષ્યને મારી નાખવાનું પોતાપર બહાનું લેતી નથી, પણ તે જીવનતત્વને ઓછાં કરી શરીરમાં અનેક દરદોના પ્રવેશને માટે રસ્તો ઉઘાડી આપેછે અને એ પ્રમાણે તે બીજાં દરદોના નામથી મોતનું કામ બજાવી આપેછે. જેમ એ કુટેવ પુરૂષોને પાયમાલ કરેછે, તેમ સ્ત્રીઓને પણ પાયમાલ કરેછે. ઘણી રૂપાળી મોહક અબળાઓ એ કુટેવથી પોતાના રંગરૂપને ખુએછે. વળી એ કુટેવથી સ્ત્રીઓના ગુહ્ય અવયવમાંથી સફેદ પદાર્થ નીકળ્યા કરેછે. અનિયમિત, અત્યંત અને દુઃખદાયક રતુસ્રાવ તથા ગેચુટીનું ખસી જવું પણ થાયછે. આમ થવામાં બીજાં પણ કેટલાંએક કારણો હોયછે; પણ સૌથી મોટામાં મોટું કારણ તો હાથથી ગુહ્ય અવયવને જાગૃત કરવો એજ છે. એ કુટેવ ભવિષ્યમાં થનાર બાળકને વારસામાં મળેછે અને તેથી એજ પ્રમાણે તે કુટેવ પેઢી દર પેઢી ઉતરતીજ રહેછે.

---

આ કુટેવથી થયેલાં દર્દો બીજાં બધાં દર્દોકરતાં વધુ ભયંકર છે એમ કહેવાનું કારણ એટલુંજ છે કે, તે દર્દો દર્દીનાં નસીબઉપર પણ અસર કરેછે, જ્યારે બીજાં દર્દો તેની પેઠે નસીબપર અસર કરતાં નથી.

જે જે માણુસો આ કુટેવમાં સપડાયા છે અને સપડાયછે, તેનું કારણુ એજ છે કે, તેઓ તેના પરિણામવિષે અજાણ્યા હોયછે. એટલામાટે દરેક જુવાન માણુસને આ નિબંધથી એ કુટેવના પરિણામવિષે વાકેફ કરી તેની સામા થવાની અને તે ટેવ અટકાવવાની એકદમ ચેતવણી આપીએ છીએ. કારણુકે આમાં સઘળી ચેતવણી, ખુલ્લી શીખામણુ અને તે કુટેવમાટે કંટાળો ઉપજાવી તેમાંથી મુક્ત કરવાની સઘળી કોશેસો એકદમ કામે લગાડવી જોઇએ. આ કુટેવ બંધ પાડવાને ગંભીર ચેતવણીની સાથે તેનાં ભયંકર પરિણામોવિષે પણુ છોકરાઓને જાણીતા કરવા જોઇએ. કદાચ કોઇને એમ લાગશે કે, આવી નીચ ટેવવિષે જે બાળક તદન અજાણ્યું હોય તેવા બાળકને તે બાબતની ચેતવણી આપી તેનાં નિર્મળ અંતઃકરણને જાણીતું કરવું એ ખરેખર ખેદકારક બીના છે. આવા વિચારથી કેટલાંએક માબાપો, પોતાનાં છોકરાંઓને એ બાબતમાં ચેતવણી આપવાના વિચારથી અટકે એ સ્વાભાવિક છે. કારણુ કે જે બાબત હયાતી ભોગવતી નથી તે બાબતવિષે ચેત-

કુટેવથી આવેલી કમતાકાત આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી દૂર થાયછે.

વણી આપવી, એ તે બાબતવિષે તેને એક જાતની યાદ આપવા બરોબર છે. પરંતુ આ બાબતવિષે તો લાંબા અનુભવથી એમ સિદ્ધ થયું છે કે, છોકરાંઓને તે બાબતવિષે ચેતવણી આપવી એ ઘણું કરજ્જે ફાયદાકારક છે. મનુષ્ય જાતની વધારો કરનારી તે ચોક્કસ ઇંદ્રિના યોગ્ય ઉપયોગવિષે લાયક સૂચના, તે ઇંદ્રિસંબંધી ભૂલથી થતી પાયમાલીથી દૂર રાખેછે. કુદરતી અમલ બજાવવામાંજ તે ઇંદ્રિનો ઉપયોગ થવો જોઇએ એ બોધ પરણવાને લાયક થયેલ દરેક સ્ત્રીપુરૂષને બહુ જરૂરનો છે. એ કુટેવમાં સપડાયલા કમબખ્તોને જલદી જણાવી દેવું જોઇએ કે અસાધારણ વીર્યનું નકામું જવું શરીરના બાંધાને તોડી જીંદગીને ટુંકી કરેછે. જેને આ કુટેવ લાગુ પડી હોય તેને તે જગ્યાપર ડાહામ દેવો અથવા તો ' લીકર એપીસ્પેસ્ટીકસ ' નામનું પ્રવાહી લગાડવું, જેથી ત્યાં છાગળો ઉઠી એ નાશકારક ટેવ આગળ વધતી અટકે. આ સિવાય એ કુટેવ અટકાવવાના જે જે ઉપાયો જણાય તે તે તુરત કામે લગાડવા જોઇએ.

આગળ જણાવવામાં આવ્યું છે કે કુદરતી અમલ બજાવવામાંજ તે ઇંદ્રિનો ઉપયોગ થવો જોઇએ, એ વાત પરણવાને લાયક થયેલ દરેક સ્ત્રીપુરૂષને કાને આવવી જોઇએ પણ પરણવામાટેની ચોક્કસ ઉમ્મર કઇ છે તે

---

હરકોઇ કારણથી ગુમ થયેલ મરદાઇતત્વ આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી પાછું આવેછે.

ખાત્રીથી કહી શકાતું નથી. કારણ કે જૂદા જૂદા દેશનાં હવાપાણી અને મનુષ્યની તબીયતઉપર તેનો આધાર રહેલો છે. આપણાં હિંદમાં હવાપાણી અને રહેવાસીઓ વિષે વિચાર કરતાં, સ્ત્રીઓને માટે બારથી સોળ વર્ષની અને પુરૂષોને માટે સત્તરથી પચ્ચીસ વર્ષની ઉમ્મર લગ્નને માટે નક્કી ઠરાવી શકાયછે. ધર્મશાસ્ત્રો અને વૈદ્યકશાસ્ત્રોનો મત તપાસતાં પણ લગભગ તેજ ઉમ્મર સ્ત્રીઓ તથા પુરૂષોને માટે પરણવાને લાયક ગણાયેલી છે. સોળ વર્ષથી નાની ઉમ્મરની સ્ત્રીમાં પચ્ચીશ વર્ષે નહિ પહોંચેલા પુરૂષથી રહેલો ગર્ભ અધવચમાંજ પડી જાયછે અથવા તો તેથી જે બાળક અવતરેછે તે લાંબો વખત જીવી શકતું નથી અને કદાચ જીવેછે તો તેની સઘળી ઇંદ્રિયો અત્યંત દુબળી રહેછે. માટે બાળસ્ત્રીમાં બાળપુરૂષથી કદી પણ સંસારવ્યવહાર થવો જોઇએ નહિ.

વળી આપણે હાલના જમાનામાં ખુલ્લું જોઇએ છીએ કે બાળલગ્નથી વિદ્યા અને કળાઓનો જેવો જોઇએ તેવો અભ્યાસ થઈ શકતો નથી અને સંધાયેલાં જોડાંના સ્વભાવ પરસ્પર મળતા આવતા નથી. પરસ્પરની રાજીખુશીવગરનાં જોડાંઓનો વિવાહ તેઓની ઉપર ગોયા એક જાતની જુસરી નાખ્યા જેવો થાયછે; પુરૂષને સ્ત્રી ગમતી નથી અને સ્ત્રીને પુરૂષ ગમતો નથી. રાજીખુશીવગર માબા-

---

અતિ સંગથી ગયેલી તાકાત આતંકનિગ્રહ ગોળીઓના સેવનથીજ પાછી મળેછે.

પનાં અથવા તો આસપાસનાં લાગતાંવળગતાંઓના દબા-ણુંથી થતાં લગ્નો કદી સુખી નિવડતાં નથી અને તેનાં પરિણામ કોઈ વેળા બહુ માઠાં આવેછે. તે જોડાંથી પેદા થતી પ્રજા પણ ખરાબ ઉત્પન્ન થાયછે. જોકે છેક નાની ઉમ્મરમાં છોકરાં થઇ શકતાં નથી, પણ એવા ઘણા દાખલા મોજુદ છે કે અગિયાર વર્ષની બાળકીઓએ બાળ-કને જન્મ આપેલા છે. નાની બાળકીનું ગર્ભસ્થાન નાનુંજ હોયછે અને તેથી તે કદાવર બાળકને જન્મ આપી શકે એ સંભવથી તદન ઉલટું છે જેવિષે વધારે સ્પષ્ટ વિવેચન આગળ કરવામાં આવશે. હાલ તો બાળલગ્નથી થતા ગેર-ફાયદામાં જણાવવાનું કે બાળક-માબાપોનાં બાળક-છોકરાં હીનસત્વ અને અલ્પાયુ થતાં જાયછે એટલુજ નહિ પણ કુદરતી કાયદાથી વિરૂદ્ધ બચપણમાં ગર્ભ રહેવાથી ઘણી સ્ત્રીઓના બાંધા નબળા પડી ગયા છે, તંદુરસ્તીનો નાશ થયો છે અને જીંદગી ટુંકી થઈ ગઇ છે અને તેથીજ ધર્મ-શાસ્ત્ર અને વૈધકશાસ્ત્રના કર્ત્તાઓએ જગતનું ભલું કરવાના હેતુથી, પુરૂષોને વાસ્તે પચ્ચીશ વર્ષની વયને અને સ્ત્રી-ઓને માટે દૂર બેસવાના સમયને વિવાહનો વખત ઠરા-વેલો છે. આ વખત સ્ત્રીઓને તેમજ પુરૂષોને માટે, પ્રજા ઉત્પન્ન કરનાર શકિતની શરૂઆત છે જે શકિત, સ્ત્રીઓમાં પચ્ચાસ વર્ષ સૂધી અને પુરૂષોમાં તેથી પણ વધારે વખત

---

ધાતુક્ષયથી થયેલી નબળાઇનો નાશ કરવામાં આતંકનિગ્રહ ગોળીઓએ પુરતો સંતોષ આપ્યો છે.

સુધી ટકી રહેછે. પણ આ ઉપરથી એમ સમજવાનું નથી કે તે શરૂઆત, તે ઇંદ્રિના ઉપયોગની પણ શરૂઆત છે, પણ એમ સમજવાનું છે કે, તે તેના ઉપયોગની લાયકાતની શરૂઆત છે. જુવાનીની શરૂઆતમાત્રજ કાંઇ લગ્નને માટે પુરતી નથી; જો કે સ્ત્રીજાત પોતાની જુવાનીની શરૂઆતમાં પણ ગર્ભ ધારણ કરી શકેછે, પણ જો આપણે તંદુરસ્ત અને મજબૂત બાંધાના બાળકની આશા રાખતા હોઇએ તો ગર્ભધારણને માટે જુવાનીની શરૂઆત પછી પણ થોડાં વર્ષના ગાળાની જરૂર છે. અયોગ્ય વખતે અને કંઇ પણ દાબવિના કામની ઇચ્છાને આધીન થવાથી ઇંદ્રિ જલદીથી બિનતાકાત થઇ જાયછે. એટલુંજ નહિ પણ શરીરના જૂદા જૂદા અવયવો પણ અશક્ત થઇ જાયછે જો તરતની જુવાનીમાં વીર્યને બહાર માર્ગ ન આપવામાં આવે, તો તે વીર્ય શરીરમાં ઉતરી પુરૂષના બાંધાને મજબૂત કરેછે. આ ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે સ્ત્રીપુરૂષોની જુવાનીની શરૂઆતમાંજ કામસંબંધી વ્યવહાર તેઓના બાંધાને મજબૂત થવામાં અટકાવ નાખેછે.

કુદરતના કાયદાવિરૂદ્ધ કામસંબંધી વ્યવહારથીજ દુઃખ ઉત્પન્ન થાયછે, પણ લગ્ન થયાપછી પતિપત્નીવચ્ચે કામસંબંધી ગમે તેટલો અતિયોગ કરવામાં આવે તોપણ તેથી કાંઇ નુકસાન થતું નથી એમ માનવું એ પણ

---

ભૂલભરેલું છે. કારણ કે આવા અતિયોગને માટે પણ કુદરતનો કાયદો ના પાડેછે. કુદરતના કાયદાના ગેરઉપયોગમાં કદી પણ માફી મળતીજ નથી. તેને ગુન્હાના પ્રમાણમાં, વહેલી યા મોહોડી શિક્ષા તો જરૂર ભોગવવીજ પડેછે. કામસંબંધી વ્યવહારના અતિયોગનું પરિણામ પરણેલી તેમજ વગરપરણેલી સ્થિતિમાં પણ સરખુંજ છે. ઘણા પુરૂષો તેમજ સ્ત્રીઓ લગ્ન થતાં સૂધી સ્વચ્છ અને નીતિવાન રહી વીર્યને ખોટે માર્ગે બહાર જવા દેતાં નથી, પણ પરણેછે કે તરતજ કામસંબંધી વ્યવહારના અતિયોગમાં પડી જાયછે. વખતોવખત સ્ત્રીઓસંબંધી કામના વિચાર પણ માણસના મનને ખાલી કરી નાખેછે અને તેથી પણ નબળાઇ પ્રાપ્ત થાયછે, ત્યારે સાક્ષાત્ અતિયોગથી માણસ દુઃખી દુઃખી થઇ જાય તેમાં તો શું નવાઇ! આ પ્રમાણે કુદરતી કાયદાનો ભંગ મરણ વહેલું લાવવાનો એક મજબૂત ઉપાય છે. અતિયોગથી નબળાઇ પ્રાપ્ત થયાપછી ઉત્પન્ન કરેલાં બાળકો નાની વયમાં ગુજરી જાય એમાં પણ કાંઇ નવાઇ નથી. કારણ કે જે જીવનતત્ત્વ તેને મળવું જોઇએ તે તત્વ તેનાં માબાપોએ કામસંબંધી અતિયોગમાં પહેલેથીજ વાપરી નાખેલું હોયછે. થોડી મિનિટનાં સુખને માટે પોતાના તેમજ ભવિષ્યનાં બાળબચ્ચાંના આખા ભવનાં સુખમાં ખલલ પહોંચાડવી એ કેટલી અફસોસની વાત

ઘણા જૂના વખતનો પ્રમેહ આતંકનિગ્રહ ગોળીઓથી એકદમ નાશ પામેછે.

છે ! પુરૂષના વીર્યનો સોઇની અણીપર ચડે એટલો પણ ભાગ જો સૂક્ષ્મદર્શકયંત્રથી તપાસવામાં આવે, તો તેમાં જીવનનાં તત્વો ઘણાં માલમ પડેછે અને તેથી તેવાં જીવનતત્વો જો ઘણાં જાય તો પુરૂષ શક્તિહીન થાય તેમાં કાંઇ નવાઇ નથી. વીર્યનો અમુક ભાગ તેથી ચાળીશગણા લોહીની બરાબર છે. ત્યારે વિચાર કરો કે કુમાર્ગે, કવખતે અને કુટેવથી જતું વીર્ય તેથી ચાળીશગણા શરીરમાંથી જતાં લોહીની બરાબર છે. ઘણું લોહી જવાથી મનુષ્યને ક્ષય, અજીર્ણ, મનની અનવસ્થિતિ, દમ, પાચકશક્તિનું ગુમ થવું અને ટુંકામાં શરીરના દરેક અવયવમાં ખામી ઉત્પન્ન થાયછે અને તેથી સાબીત થાયછે કે, તે પ્રમાણે વીર્યના જવાથી પણ તેજ દરદો ઉત્પન્ન થાયછે. આ અતિયોગના ભોગ થઈ પડેલા દર્દીને આખરે જ્યારે ડાકટરની સલાહ લેવાની જરૂર પડેછે ત્યારે તેના ડાકટરને કે વૈદ્યને તેણે કામસંબંધી વ્યવહારમાં અતિયોગ કર્યો છે એવો શક કવચિતજ આવેછે અને તેથી તે તેને અતિયોગથી દૂર રહેવાની ભલામણ કીધાવગરજ દવા ચાલુ કરેછે. આ પ્રમાણે ખરી હકીકત જાણ્યાસિવાય કીધેલા ઉપાયોથી દર્દીને આરામ થતો નથી.

વળી કામસંબંધી વ્યવહારના અતિયોગને લીધે તુરત નબળાઇ થવાની અસર મજબૂત માણસપર થતી

હીસ્ટીરીયા દરદઉપર આતંકનિગ્રહ ગોળીઓએ દરેક વખતે સંપૂર્ણ ફતેહ મેળવી છે.

નથી અને તેથી તે અતિયોગ તેને નુકસાનકારક નથી એમ પણ સમજવું જોઇએ નહિ. તેવા માણુસને તુરત નહિ તો થોડી મુદ્દત પછી એ અતિયોગનું પરિણામ જરૂર માલમ પડેછે અને તેના શરીરનો બાંધો ધીમે ધીમે નબળો થતો જાયછે. :મરજીસિવાય, બેધડક વીર્ય બહાર આવેછે અને છેવટે આગળ વર્ણવેલી ભયંકર સ્થિતિમાં તે આવી પડેછે.

કામસંબંધી વ્યવહારનો અતિયોગ સ્ત્રીકરતાં પુરૂષને વધારે નુકસાનકારક છે. ઇચ્છા ન હોય અથવા કંટાળો હોય ત્યારેજ તે વ્યવહાર સ્ત્રીને ભયંકર નુકશાન કરનાર નિવડેછે. આમ કહેવાની મતલબ એમ નથી થતી કે અતિયોગ સ્ત્રીને લાગુ નથી પડતો, પણ સ્ત્રીકરતાં પુરૂષને તેથી વધારે સાવચેતી રાખવાની જરૂર છે એમ સમજવાનું છે. વળી સ્ત્રી તથા પુરૂષ એ બન્નેને અતિયોગનું પરિણામ કુંવારી તેમજ પરણેલી સ્થિતિમાં પણ સરખુંજ છે માટે પરણ્યાપછી ભોગવિલાસમાં અતિશય જોડાવું એ ખરેખર ચેતન શક્તિને સુકાવી નાખવાનો આકરો ઉપાય છે. ઘણી વખત અતિ સ્ત્રીસંગની ટેવ ખાવાપીવાની, કામ કરવાની અને ઉંઘવાની ટેવ જેવી થઇ જાયછે. માણુસ જેમ જેમ વધારેને વધારે સ્ત્રીસંગ કરેછે તેમ તેમ તેને તે ઇચ્છા વધારેને વધારે વધતી જાયછે અને પછી તેનું પરિણામ

---

હસ્તાનનાં કોઈપણ જાતના દરદને મટાડવામાં આતંકનિગ્રહ ગોળીઓ વાજબી વખાણને પામી છે.

બહુ ભયભરેલું થઇ પડેછે.

ઘણા જુવાન માણસોની સાધારણ ફરિયાદ આપણે વખતો વખત સાંભળીએ છીએ કે, તેઓને સ્વપ્નામાં અથવા પેસાબમાં અથવા એમનેએમ સેહેજ આંચકાએ પણ વીર્ય નીકળી જાયછે. આ પ્રમાણે ઈચ્છાસિવાય વીર્યનું નીકળવું ધાતુક્ષય રોગથી ઓળખાય છે. આનું પહેલું કારણ હાથરસ, બીજું અતિ સ્ત્રીસંગ અને ત્રીજું કારણ સખત અભ્યાસછે. આ મુખ્ય કારણોસિવાય નાનાં મોટાં બીજાં ઘણાં કારણો છે. અસાધારણ વીર્યના જવાથી માણસ નામર્દ યા નપુંસક બની જાય છે, અને કદાચ જો તે તદ્દન નપુંસક થતો નથી તો પણ કામ-વિલાસ વખતે તેને ઘણા થોડાજ સુખની સાથે વીર્યનું નીકળી જવું થાયછે અથવાતો તે ક્રિયા કરવામાં તેને કંટાળો આવેછે. અથવા તો સ્ત્રીની પાસે જતાં તેને શરમ આવેછે. અસાધારણ વીર્યનું જવું લાંબી મુદત સુધી ચાલુ રહે તો, તેનું વીર્ય, ગર્ભ ઉત્પન્ન કરવાના ખાસ ગુણમાંથી નીકળી જાયછે. વળી અસાધારણ વીર્યના જવાથી ખાધરાપણું, ખાધા પછી ઉલટી, ચામડીનો ફીકો, ધોળો, બીહામણો દેખાવ, શરીરનું નબળું પડી જવું, થોડી પણ મહેનતથી વધારે થાક લાગવો, બોલવામાં અચકાતું, કલ્પના શક્તિ તથા યાદદાસ્તનું કમ થવું, હાથનું ધ્રુજવું

---

આતંકનિગ્રહ ગોળીઓ વનસ્પતિ ..જ બનાવટ હોવાથી તેના-પર કોઇ જાતની પરેજી રાખવી પડતી નથી.

વગેરે અનેક દર્દો ઉત્પન્ન થાયછે; જેમ જેમ તે દર્દ વધારે જડ ઘાલતું જાયછે, તેમ તેમ ઉપર બતાવેલાં દર્દોમાં ધીમે ધીમે વધારો થતો જાયછે. જો મનુષ્યનાં કામો અનિયમિતપણાને બદલે નિયમિતપણામાં થાય તો કેવું સારૂં ? કારણ કે નિયમિતપણું એ જીંદગીને માટે અતિશય સહીસલામત કાયદો છે. કામવિલાસમાં અનિયમિતપણું તેના ભાગ લેનારનેજ નહિ પણ તેથી ઉત્પન્ન થતાં બાળકને પણ મનની તથા તનની શક્તિમાં ગંભીર ઈજા કરેછે. પોતાની બેદરકાર ચાલથી બીજાને નુકશાન કરવાનો કોઇને હક નથી. તેથી એમ સાબીત થાયછે, કે રોગિષ્ટ અને નબળા બાંધાનાં બાળકો ઉત્પન્ન કરનારાં માણસો ઇશ્વરનાં અપરાધી છે; કારણ કે દરેક બાળકને પોતાને તંદુરસ્ત બાંધો અને તંદુરસ્ત ઇન્દ્રિયો મળવાનો હક છે. આવાં બાળકો કેમ ઉત્પન્ન થાય એ માબાપ થવા લાયક દરેક સ્ત્રી પુરૂષના જાણવામાં આવે, તો કેવું સારૂં ?

અફસોસ છે કે આ વધારે અગત્યની બાબતપર લોકોનો મોટો ભાગ બેદરકાર છે. જનાવરોને ઉછેરવાને વાસ્તે જોઇતા નિયમો ઉપર ધ્યાન આપવું અને તેનો અભ્યાસ કરવો, પણ મજબૂત અને તંદુરસ્ત બાંધાવાળાં બાળકો ઉત્પન્ન કરવામાં અને ઉછેરવામાં કાંઇ ધ્યાન ન આપવું એ કેવી મૂર્ખાઇ ? "ઝાડ તેવું ફળ" એ કહે-

વત પ્રમાણે બાળક તેનાં માબાપનો નમુનો છે. માતાપિતાના ગુણદોષો બચ્ચાંને વારસામાં મળેછે. જે ગુણો માબાપમાં હોતા નથી તે ગુણો તેનાં છોકરાંમાં પણ હોતા નથી. દરેક બાળકમાં માતાપિતાના ભેગા ગુણોનો સમાવેશ થાયછે. સારા અથવા ખરાબ બાંધાનું થવું તથા તંદુરસ્ત અને નાજુક મનના થવું વગેરે ગુણ અને ખાસીયતો બાળકમાં ઓધે ઉતરવાં, એ સઘળો આધાર માતાપિતાઉપર રહેલો છે. ગર્ભ રહેતી વખતે માતાપિતાના દિલમાં જે જે વિચારો તનમનની નીતિ અને બાજી અનેક લાગણીવિષે દોડતા હોય, તેવા વિચારો અને તેવી નીતિવાળું બાળક તે ગર્ભથી ઉત્પન્ન થાયછે. તેટલામાટેજ કહેલું છે, કે દૂર બેઠેલી સ્ત્રીએ દૂર બેસવાના દિવસોમાં પોતાના પતિથી દૂર રહેવું, દિવસે ઉંઘવું નહિ, આંખ આંજવી નહિ, રડવું નહિ, નહાવું નહિ, નખ ઉતારવા નહિ, દોડવું નહિ, હસવું નહિ, ઘણું બોલવું નહિ, ઘણું સાંભળવું નહિ, જમીન ખોતરવી નહિ, બહુ પવન ખાવો નહિ અને મહેનત કરવી નહિ. આ સઘળા નિયમો જે આર્યધર્મશાસ્ત્રમાં લખવામાં આવેલા છે, તેને અનુસરીને વૈદકશાસ્ત્રમાં તેનાં કારણો બતાવેલાં છે, કે દૂર બેસવાના દિવસોમાં દિવસે ઉંઘવાથી તે સ્ત્રીને જે ગર્ભ રહે તે બહુ નિદ્રાવાળો, આંજણ આંજવાથી આંધળો,

રડવાથી આંખની ખામીવાળો, નહાવાથી દુઃખીદમીયલ સ્વભાવવાળો, નખ કાપવાથી ખરાબ નખવાળો અને બહુ બોલવાથી બકબકીયો થાયછે. તેમજ અત્યંત હસવાથી અવતરેલ બાળકના દાંત, હોઠ, તાળવું તથા જીભ કાળાં થાયછે. બહુ સાંભળવાથી બહેરૂં, જમીન ખોતરવાથી ટાલવાળું, બહુ પવન ખાવાથી ઘેલું અને ઘણી મહેનત કરવાથી બાળક કદરૂપું અવતરેછે; એટલાજ માટે સ્ત્રીએ દૂર બેસવાના વખતમાં ઉપર જણાવેલા સર્વ ચાળા અને કામોથી દૂર રહેવું.

દૂર બેસવાના દિવસમાં સ્ત્રીએ પતિના સંયોગથી દૂર રહેવું જોઇએ. કારણકે જેમ નદીના પ્રવાહમાં નાખેલું લાકડું, ઉંચે જઈ શકતું નથી તેમ દૂર બેસવાના દિવસોમાં લોહી વહેતાં છતાં નાખેલું વીર્ય ટકી શકતું નથી. કદાચ ટકે તો પહેલે દિવસે રહેલો ગર્ભ પ્રસવવખતેજ મરણ પામેછે. દૂર બેસવાને બીજે દિવસે સ્ત્રીસંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક સુવાવડમાંજ મરણ પામેછે અને ત્રીજે દિવસે સંગ કરવાથી ઉત્પન્ન થનારૂં બાળક અપૂર્ણ અંગવાળું અને ઓછાં આયુષવાળું થાયછે. પણ દૂર બેસવાના દિવસ પૂરા થયા પછી સંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક મોટી આવરદાનું અને તંદુરસ્ત જન્મેછે.

જ્યારે બાળક ગર્ભમાં હોયછે ત્યારે જે જે કારણો

---

વીર્યનો વધારો કરવા ઈચ્છનારને આતંકનિગ્રહ ગોળીઓ વાપરવાનીજ ભલામણ કરવામાં આવેછે.

તેની માતાપર અસર કરેછે, તે તે કારણુ તે બાળકપર પણુ અસર કરેછે. જો માતાને તનનું દુઃખ થાયછે તો બાળકને પણુ તનનું દુઃખ થાયછે, એટલામાટે ગર્ભવાળી સ્ત્રીએ, ગર્ભ રહે તે દિવસથી શાંત મન રાખવું, ચોખ્ખાઇથી રહેવું, સફેદ કપડાં પહેરવાં, ગોઝા અને બેબીયલ માણુસને અડવું નહિ, ખરાબ વાસ, બીક ઉપજે એવી ચીજો અને તેવી વાતોપર ધ્યાન આપવું નહિ, સૂકાયેલું, ટાઢું, સડી ગયેલું અને બફાઇ ગયેલું અન્ન ખાવું નહિ, ખુશી ખુશાલીના પ્રસંગસિવાય ઘરની બહાર જવું નહિ. ભૂતના રેહેઠાણુવાળી કેહેવાતી જગ્યાએ અને કોઇ મરી જાય તેને પાથરણે બેસવા વગેરે જગ્યાએ પણુ જવું નહિ. મોટે સાહાદે બોલવું નહિ અને એવી બીજી પણુ ગર્ભને અડચણુ કરનારી જે જે બાબતો જણુાય તે છોડી દેવી. શરીરને બહુ મહેનત પણુ આપવી નહિ, સુવાનો પલંગ યા ખાટલો ઉંચો ન જોઇએ; બહુ મોટો હોવો જોઇએ અને સ્વચ્છ પાથરેલો જોઇએ. વળી સુતી વખતે હલકાં કપડાંજ શરીરપર હોવાં જોઇએ. જમતી વખતે બહુ મેવા મસાલાના 'રીચ' ખોરાકને બદલે સાદો પૌષ્ટિક અને રૂચિવાળો ખોરાક લેવો. આ સઘળી વર્ણવેલી બાબતોપર છુટક થવાના વખતસૂધી ધ્યાન આપવાનું છે. સ્ત્રીની ઇચ્છા પરિપૂર્ણુ થવામાં ખામી આવે, તો તે ખામી બાળકના અવ-

---

યવોમાં ઉતરેછે. તેમ શોક, દીલગીરી, ગુસ્સો અને અસંતોષ વગેરે દીલનાં દુઃખો જો ગર્ભવાળી સ્રીને હોય તો તેની અસર પણ તેના બાળકમાં ઉતરેછે. ઘોડાપર, પહાડપર, હાથીપર યા એવી ઉંચી જગ્યાપર ચહડવું, કસરત કરવી, ઉતાવળે ચાલવું, પાણીમાં ચાલવું, કજીઓ કરવો, આળસ ખાવી અને તીખાં, ઉનાં, ખાટાં તથા ભારે પકવાન્નો ખાવાં, દિવસના સુવું અને રાતના જાગવું તેમજ ઉભે પગે બેસવું વગેરે બાબતોનો પણ ગર્ભવાળી સ્રીએ ત્યાગ કરવો.

ગર્ભ રહ્યા પછી સ્રીને જુદી જુદી ચીજ ખાવાની ઇચ્છા થાયછે, ત્યારે જો તેણીની મરજીમાફકના પદાર્થો આપવામાં આવે, તો શૂરવીર અને લાંબી આવરદાનાં બાળકને તેણી જન્મ આપેછે. પણ જો તેથી વિરૂદ્ધ એટલે મનગમતા પદાર્થો આપવામાં ન આવે, તો તે લંગડા, એપીલપ્ત, ઠીંગણા, 'ઇડીઅટ' અને આંધળા બાળકને જન્મ આપેછે. ગર્ભવાળી સ્રીની જે ઇંદ્રિયોની ઇચ્છા પૂરી પાડવામાં ન આવે તે ઇંદ્રિયોની ખામીવાળાં બાળકને તેણી જન્મ આપેછે પણ એટલી સંભાળ રાખવાની જરૂર છે કે, ગર્ભને ઇજા કરે એવી વસ્તુ નહિ આપવી જોઇએ. બાળકોના મનની ખાસીયતોને માબાપની કુટેવની અસર થાયછે. જો ગર્ભ રહેવાના વખતપહેલાં સ્રી-

પુરૂષવચ્ચે કંકાસ થાયછે તો બાળક કજીઆખોર થાયછે. અતિ દારૂ પીનારાં છાકટાં માબાપો, થોડી અક્કલવાળાં અને ખોડવાળાં બાળકો ઉત્પન્ન કરેછે. વખતે એમ પણ બનેછે, કે પહેલું જન્મેલું બાળક મંદબુદ્ધિનું અને તંદુરસ્તીવગરનું હોયછે અને પછીનાં બાળકો હુશીયાર અને તંદુરસ્ત હોયછે અથવા તો પહેલું બાળક હુશીયાર અને તંદુરસ્ત હોયછે તો પછીનાં બાળકો અશક્ત અને કમસમજનાં હોયછે. આમ થવાનાં કારણો પણ ઉપરનો નિયમ વાંચવાથી તુરત ધ્યાનમાં આવેછે.

ઉપરની સઘળી હકીકતઉપરથી હવે એમ ખુલ્લું સમજાયું હશે કે, જ્યારે જોડું દરદી હાલતમાં હોય ત્યારે તેઓએ છોકરાંની ઉત્પત્તિ નહિ કરવી જોઇએ. કારણ કે તેવી સ્થિતિમાં રહેલા ગર્ભથી ઉત્પન્ન થયેલું બાળક તેઓને એક બોજાજેવું અને દુઃખ ઉત્પન્ન કરનારૂં થઇ પડેછે. માતાની દરેક ભૂલ ગર્ભ રહેવાના વખતથી તે બાળકના જન્મસુધી બાળકને હાનિકારક થઈ પડેછે, ગર્ભ રહેતી વખતે બન્ને જણાં પોતપોતાના ગુણો બાળકને આપેછે પણ ગર્ભધારણના વખતથી તે તેના જન્મસુધીમાં તો માતાનાજ ગુણોની અસર બાળકપર લાગુ રહેછે. મહિનાવાળી સ્ત્રી જો ભારે ખોરાક ખાય તો બાળકને કંઠમાળનું દરદ થાયછે. જો તેને લાંબા વખત

સુધી બેસવાની ટેવ હોય તો બાળક નબળા બાંધાનું થાયછે. કોઈ પણ નાલાયક ઔષધ લેવામાં આવે તો બાળક ખરાબ સ્વભાવવાળું થાયછે. કોઇ પણ પારાની મેળવણીવાળું ઔષધ આપવામાં આવે તો બાળકને ગાંઠ તથા ખહીના રોગની અસર પહેલાંથીજ થાયછે. તેને 'કિવનાઇન' આપવામાં આવે તો બાળકની બહારની ઇંદ્રિયોમાં એટલે મુખ્યત્વે કરી સાંભળવામાં અને જોવામાં ખામી પેદા થાયછે. જો તેને કાંઈ પણ કારણથી અફીણ-વાળી દવા આપવામાં આવે તો બાળકનું કલેજું અશક્ત અને આંતરડાં કબજ થાયછે. મહિનાવાળી સ્ત્રી જો બહુ મહેનત કરે અથવા તો જો તેને હમેશ થાકેલી સ્થિતિમાં રાખવામાં આવે તો તેનું બાળક ખામીભરેલું, ચેહરામાં, શરીરમાં અને બોલવામાં સમતોલવગરનું તેમજ બેડોળ થાયછે. ગર્ભમાં રહેલાં બાળકનો જો કે કુદરતે ઘણો સારો બચાવ કરી રાખેલો છે, તોપણ ગર્ભ રહ્યાપછી સ્ત્રીપુરૂષવચ્ચેનો સંબંધ બંધ રાખવો જોઇએ. આ પ્રમાણે જંગલી લોકોમાં અને પશુ વગેરેમાં પણ રિવાજ ચાલેછે, છતાં અફસોસ છે કે સુધરેલા લોકોમાં તે સંબંધી ભયંકર ભુલો થાયછે. ગર્ભ રહ્યા પછી તે સંબંધ જો જારી રાખવામાં આવેછે તો ઉત્પન્ન થનાર બાળકોના અવયવોની રચનામાં ખામી ઉત્પન્ન થાયછે. આવા વખતમાં કામનું

વલણુ અટકાવવાને સ્ત્રીપુરૂષનું સુવાનું બીછાનું જૂદું રાખવું જરૂરનું છે. ગર્ભવાળી સ્થિતિમાં વખતોવખત સંબંધ થવાથી બાળક કમજોર અને બદશિકલ થાયછે. એટલુંજ નહિ પણ તેથી ઘણી વખત ગર્ભ અધુરે પડે છે તેમજ સ્ત્રીની છુપી ઇંદ્રિનાં ઘણાંક દર્દો સ્ત્રીનું જલદીથી ઘસાઇ જવું અને બાળકોનો નાની વયમાં નાશ એ સઘળું મહિનાવાળી સ્થિતિના વખતમાં સ્ત્રીપુરૂષવચ્ચેના સંબધનુંજ પરિણામ છે એટલુંજ નહિ પણ ઉત્પન્ન થનારાં બાળકમાં, માબાપનો મનને વશ ન કરી શકનારો જુસ્સો પણ ઓધે ઉતરેછે.

ગર્ભ રહેવાપછી પોતાની આગગનાં નાનાં બાળકને ધવરાવવું એ માતા, ધાવનાર બાળક અને ગર્ભમાં રહેલું બાળક, એ ત્રણેને નુકસાનકારક છે. આવી રીતે બાળકને ધવરાવવાથી હમેશ અધુરે જાયછે અને કદાચ બાળક જન્મ પામેછે તો તે સડો લાગેલાં ફળની માફક ધીમે ધીમે દુર્બળ થઇ મરણ પામેછે.

જેમ માતાનું દૂધ તેમજ ધવાડવા રાખેલી આયાનું દૂધ પણ બાળકપર અસર કરેછે માટે માતા તથા ધવાડવા રાખેલી સ્ત્રી તંદુરસ્ત હોય તોજ બાળક તંદુરસ્ત બાંધો પકડેછે. ધવાડવા રાખેલી આયામાટે (આજકાલની ફેશનની રીસીઆરીમાં ચડી રહેલી પ્રજાએ) ખાસ ધ્યાન આપવું

---

જોઇએ. માતા (જો ખરેખરજ પોતાના શરીરની નાદુરસ્ત તબી- યતને લીધે) પોતાના બાળકને માટે ધવરાવનારી સ્ત્રી રાખે, તો તેણી પોતાની જાતની, મધ્યમ કદની, જુવાન, કશા પણ રોગ- વગરની, નમ્ર સ્વભાવની, લોભી નહિ, તદ્દન હોશવગરની પણ નહિ, સ્વચ્છ દૂધવાળી, લાંબા હોઠવગરની, ગોળ થાનવાળી, શરીરના સઘળા સાબુત અવયવોવાળી, અ- ફીણ વગેરે કેફી વસ્તુને નહિ અડનારી, હૈયાત બાળકવાળી, બાળકપર વહાલ રાખનારી, નીચ કામ નહિ કરનારી, સા- રાં ખાનદાનની અને બીજા પણ એવા સારા ગુણોવાળી હોવી જોઇએ. ધવરાવનારી જો ઉંચાં થાનવાળી હોયતો તેને ધાવનારૂં બાળક ભયંકર થાયછે. લાંબા થાનવાળી ધવરાવ- નારીથી છોકરાનું નાક અને મોઢું દબાયછે અને વખતે તેમાંથી બાળકનું મરણ પણ નીપજેછે. ધવરાવતી વખતે ધવરાવનારીએ બાળકના માથાપર હાથ રાખવો જોઇએ. વળી ધવરાવનારી એકજ હોવી જોઇએ. કારણ કે જૂદાં જૂદાં ધાવણ ધાવવાથી બાળકના શરીરમાં અનેક રોગો જન્મ પામેછે. બાળકને ધવરાવવાનું શરૂ કરતી વખતે હમેશાં થોડું દૂધ બહાર કહાડી નાખવું જોઇએ. જો તેમ કર્યા- વગર ધવરાવવામાં આવે તો દૂધથી ભરેલાં થાનમાંથી દૂધના જોસબંધ વહેવાથી બાળકને દમ અને તેને લગતા બીજા રોગ ઉત્પન્ન થાયછે. ગુસ્સાથી અને દીલગીરીથી તેમજ બ-

અાંતરફ અભાવથી સ્ત્રીનું દૂધ બળી જાયછે. માટે બ- ચ્ચાંપર પ્યાર રાખનારી અને દીલગીરી તથા ગુસ્સા વ- ગરની સ્ત્રી ધવરાવવા માટે રાખવી. વળી ધવરાવનારી હસ્તક પોતાનાં બાળકને સોંપવા પહેલાં તે ધવરાવનારીના દૂધની તપાસ લેવાની બહુ જરૂરીયાત છે. દૂધને પાણીમાં નાખ- વાથી જો તે તેની સાથે મળી જાય, ફીણુ ન દેખાય, પા- ણીમાં દોરાના વળની પેઠે દૂધ ફર્યા ન કરે, ઉપર તરી ન આવે, ફાટી ન જાય, પણ સ્વચ્છ અને સફેદ દેખાય તો તે દૂધને લાયક માનવું. ભૂખી, શોકમાં ગરક થયેલી, થાકેલી, ધાતુના બગાડવાળી, હમેલવાળી, તાવથી પીડાતી, બહુ નબળી, બહુ જાડી અને અજીર્ણ વગેરે રોગોવાળી ધવરાવનારીનું ધાવણુ બાળકના શરીરમાં અનેક જાતના રોગો ઉત્પન્ન કરેછે.

તનનાં કૌવતની જરૂરીઆતના પ્રમાણમાંજ મનના કૌવ- તની પણ જરૂર છે. સાધારણ બુદ્ધિનાં છોકરાં તો ઘણાં ઉત્પન્ન થઇ શકે પણ તેજ બુદ્ધિવાળાં છોકરાં કેમ પેદા થઇ શકે એ જાણવું બહુ જરૂરનું છે. બાળકના જન્મ પછી તેને બુદ્ધિમાન કરવાના સઘળા પ્રયત્નો કામે લગાડવા કરતાં બાળક જ્યારે ગર્ભમાં હોય ત્યારે તેને બુદ્ધિમાન કરવાનું તેની માતાનું પ્રયત્ન વધારે સફળ ઉતરેછે. ગર્ભમાં રહેલાં બાળકની મનની કેળવણી ખીલવવાનો વખત ગર્ભના પાંચમા

મહિના પછીનો છે. પહેલા પાંચ મહિના તો માતાએ પોતાના શરીરને તનદુઃરસ્તીવાળું રાખી અને એટલી કસરત આપવી, જેથી બાળકના શરીરના બાંધાની ખીલવણીનો પાયો રચાયછે, પણ પાંચમા મહિના પછી બાળકનુ મગજ ખીલેછે, ત્યારે માતાએ પોતાની બુદ્ધિ વધે એવાં પુસ્તકોનો સારી પેઠે અભ્યાસ કરવો જોઇએ. ગર્ભમાં રહેલાં બાળકના મનનું કૌવત વધારવાનો એજ ઉત્તમ રસ્તો છે. માતા જો પોતાના બાળકને એક છટાદાર બોલનાર કરવા માગતી હોય તો તેણીએ ઘણાં ઉત્તમ ભાષણો સાંભળવાં જોઇએ અને બની શકે તો આપવાં જોઇએ અને જો ઉત્તમ ચિત્રકાર કરવા માગતી હોય તો તેણીએ સારાં સારાં ચિત્રો જોવાં જોઇએ અને તેવિષે મનમાં વિચાર કર્યા કરવો જોઇએ અને ચિત્રો દોરવાની કોશેશ કરવી જોઇએ. એજ પ્રમાણે બાળકને જે જે વિષયમાં ઉત્તમ બનાવવાની ઇચ્છા હોય તે તે વિષયનો વિચાર અને ખ્યાલ તેની માતાએ કરવો જોઇએ અને તે તે વિષયમાં હુશિયાર અને પ્રવીણ થવાની અથવા તે શીખવા મંડવાની અને જાણવાની કોશેશ તેણીએ કરવી જોઇએ. એકજ માતાનાં બે છોકરાંમાં ઉપર પ્રમાણે કેળવણી મળેલું બાળક વધારે હુશિયાર થાયછે અને કેળવણીવગરનું બાળક ગાફલ રહેછે. આ ઉપરથી આપણે સિદ્ધ કરી શકીએ છીએ, કે ગર્ભ-

---

નહિ થાકતાં માણસોજ કામને પાર મૂકેછે, આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી થાક લાગતો નથી.

વાળી સ્ત્રીના મનની લાગણી ગર્ભમાં રહેલા બાળક ઉપર થાયછે. ગર્ભવાળી સ્ત્રીને કદાચ કોઇ કદરૂપા પુરૂષ સાથે વાતચિત કરવાનો પ્રસંગ આવે અને પછી તે પુરૂષના રંગ રૂપ અને ચેહેરાનો તેણીને વિચાર આવ્યા કરે તો તેણીનું બાળક પણ તેવુંજ કદરૂપું થાયછે. જો બાળકને બહાદૂર અને હિમ્મતવાન બનાવવાની ઈચ્છા હોય તો હમેલવાળી સ્ત્રીએ બહાદૂર અને હિમ્મતવાન થવું જોઇએ. ધાસ્તી અને ભયની અસર પણ ગર્ભમાં રહેલાં બાળકઉપર થાયછે. જો તેવા વખતમાં બાળક જન્મ પામે તો તે તરત મરી જાયછે અથવા થોડા મહિના સૂધી જીવીને મરી જાયછે અને કદાચ લાંબો વખત જીવેછે તો તે મૂર્ખજ રહેછે.

પિતા અને માતા બંને તંદુરસ્ત હોય તો બાળક પણ તંદુરસ્ત અવતરેછે અને બન્નેમાંથી એક પણ નબળું હોય તો બાળક પણ નબળું અવતરેછે. અશક્ત માબા-પોનાં છોકરાં અશક્ત હોયછે, વિષયી માબાપોનાં છોકરાં વિષયી નિવડેછે અને ટુંકામાં જે જે કુટેવો માબાપોમાં હોયછે તે તે કુટેવ તેનાં બચ્ચાંઓને પણ વારસામાં મળે-છે એટલે કે માબાપના દરેક અનીતિના પરમાણુ છોકરાંને વારસામાં મળેછે. અફસોસ માત્ર એટલોજ કે માબાપોની ભૂલની શિક્ષા તેનાં છોકરાંને ભોગવવી પડેછે. આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે, જેમ માબાપોની અનીતિના પ-

કુટેવથી થયેલાં દરેક જાતનાં દરદોમાં આતંકનિગ્રહ ગોળીઓ ધારેલી અસર કરેછે.

માણુઓ તેમ નીતિના પરમાણુઓ પણ છોકરાંને વારસામાં મળેછે. રોગિષ્ઠ માબાપોનાં છોકરાં રોગિષ્ઠ અવતરેછે, તેવા ઘણા દાખલા આપણે જોયા છે અને જોઇએ છીએ. ટુંકી નજર, ખઇ, દમ, વાયુ વગેરે બીજાં દરદો પણ માબાપ તરફથી છોકરાંને વારસામાં મળેછે.

માણુસ જ્યારે ઘોડા, બળદ, કુતરા કે એવાં બીજાં જાનવરો સારાં મજબૂત થાય તેને માટે મજબૂત અને તંદુરસ્ત જોડાં શોધેછે. ત્યારે પોતાનાં બાળકો મજબૂત અને તંદુરસ્ત થવા માટે સ્ત્રી પસંદ કરવાના સંબંધમાં પુરૂષ અને પુરૂષ પસંદ કરવામાં સ્ત્રી બેદરકાર રહે એ કેટલી અફસોસની વાત છે ! સ્ત્રી કે પુરૂષમાંથી કોઇ પણ નબળા બાંધાનું હોય તો તેવસ્ચેનાં લગ્ન એકદમ અટકાવવાં જોઇએ; પણ જ્યાં સુધી બાળકોને વારસામાં દરદ કેવી રીતે મળેછે તેનું જ્ઞાન લોકોમાં પૂરેપૂરૂં નહિ ફેલાય ત્યાં સુધી એમ થવું ઘણું અસંભવિત છે. “ માબાપ તેવાં છોકરાં ” એ કહેવત માબાપનાં તનના બાંધા અને મનના વિકાર ઉપર ધ્યાન આપીનેજ નિકળેલી હોય એમ જણાયછે. અતિ અફસોસ કરવા જેવું છે કે પૈસો, ઉંચી જાત અને એવીજ બીજી કેટલીએક બાબતોપર વિશેષ ધ્યાન આપી પરસ્પર જોડાં બંધાયછે. અને આવી રીતે કજોડાં બંધાઇ નબળી ઓલાદ ઉત્પન્ન થાયછે. એક પૈસાદાર જુવાન્યો

---

આતંકનિગ્રહ ગોળીઓ રાત્રિમાં તેમજ દિવસમાં પણ થતા ધાતુપાતને અટકાવેછે.

ગમે એવો બેડોળ, રોગિષ્ઠ અને બુબખ હોય તો પણ તે રૂપાળો, તંદુરસ્ત અને હુશિયાર તરીકે પસંદ કરવામાં આવે-છે. કેવી પૈસાની કરામત ! સારી જેવી સભ્ભર રીત લાવ-નારી બહીવાળી ખુંખીયલ સ્ત્રીની સાથે લગ્નના પવિત્ર ગાંઠથી જોડાવામાં એક તંદુરસ્ત; લોભી અને દેખતી આંખે આંધળો પુરૂષ જરા પણ અચકાતો નથી. બુદ્ધિમાન મા-બાપનાં છોકરાં તેવાંજ નિવડેછે. ઘણું કરી મોટાં, પ્ર-ખ્યાત માણુસોની માતા તેવાજ ગુણવાળી હોયછે. કારણ કે પિતા ગમે તેવી ઉત્તમ શક્તિ ધરાવતો હોય પણ માતા નબળા બાંધાની હોય તો તેણી કદી સારાં, મજબુત બાંધા-નાં છોકરાંને જન્મ આપી શકશે નહિ. વળી અનુભવથી એમ પણ સાબીત થયું છે કે, ફક્ત માતાપિતાનાજ નહિ પણ પોતાના દાદા વગેરેના પણ ખાસ ગુણો, ખામીઓ અને દરદો થોડે અથવા ઘણે દરજ્જે વારસામાં લઇને છોકરૂં અવતરેછે. પુરૂષની તરફના ગુણ અને ખામીઓ પુરૂષને અને સ્ત્રીની તરફના ગુણ અને ખામીઓ સ્ત્રીને મળેછે. વળી દારૂ પીવાની, ખુન કરવાની અને આપઘાત કરવાની ટેવ તથા ઘેલછા પણ વારસામાં ઉતરેછે. દુનિયામાં જે જે ગુનેહગાર માણુસો આપણા જોવામાં આવેછે તે સઘળાં ગુનેહગાર માબાપોનાંજ છોકરાં છે.

માબાપની તંદુરસ્તી અને ગુણદોષોઉપરજ છોકરાંની

સહેજ બી લંપટ વિચારે આવવાથી થતો વીર્યપાત આતંકનિગ્રહ ગોળીઓથી અટકેછે.

તનમનની હાલતનો આધાર રહેછે. બેમાંથી એક પણ નબળું હશે તો બાળક પણ નબળું નિવડશે. સ્ત્રી અને પુરૂષમાં જેટલે દરજ્જે ખામી તેટલે દરજ્જે તે ખામીનું પરિણામ બાળકને ભોગવવું પડેછે. સ્ત્રી અને પુરૂષ જો પોતાની નાની વયમાં માબાપ થાય તો તેથી અવતરેલાં બાળકમાં તેના તરફથી મળેલા ગુણો ઘણીજ અધુરી હાલતમાં જોવામાં આવશે. પુખ્ત ઉમ્મરે પહોંચેલાં માબાપોનાં છોકરાં ઘણાં મજબૂત બાંધાનાં અને રૂપાળાં નિવડશે. આ બાબત તો ખરીજ છે કે ફુટતી જુવાનીવાળો પુરૂષ, પોતાનાં બાળકને પૂરેપૂરી જીવન શક્તિ ( vitality ) આપી શકતો નથી. તેવીજ રીતે નાની ઉમ્મરની છોકરી નાનાં અને ઝીણાં બાળકને જન્મ આપે તેમાં શી નવાઈ?

જેમ નાની ઉમ્મરનાં માબાપો તંદુરસ્ત બાળકો ઉત્પન્ન કરી શકતાં નથી તેમ બહુ મોટી ઉમ્મરે પહોંચેલાં માબાપો પણ તંદુરસ્ત :બાળકને ઉત્પન્ન કરી શકતાં નથી. અને તેથી એમ સિદ્ધ થાયછે કે નબળા બાંધાનાં બાળકો કાં તો કાચી ઉમ્મરનાં માબાપોનાં અથવા તો ઘરડાં માબાપોનાં છોકરાં હોવાં જોઇએ. કારણ કે નાની ઉમ્મરનાં માબાપોનાં શરીર અને મન નાનાં હોય છે તથા ઘરડાં માબાપોનાં શરીર અને મન વપરાઇને ઘસાઈ પીસાઇ ગયેલાંજેવાં હોય. છે. આથી બીજી વાત એ સાબીત થાયછે કે સઘળી રીતે

લાયક દેખાતાં બાળકો સારી રીતે પુખ્ત ઉમ્મરે પહોંચેલાં માબાપનાંજ છોકરાં છે. કારણ કે લાયક ઉમ્મરે માતાપિતાનાં તન અને મન બરાબર સંપૂર્ણ હાલતમાં આવેલાં હોયછે. આપણે ઇતિહાસપર નજર કરીશું અને અતિ પ્રખ્યાત માણસો તરફ જોઇશું તો તેઓ છેક નાની વયનાં માબાપનાં કે ઉમ્મરે પુગેલાં માબાપનાં છોકરાંનહિજ હોય. સારી પેઠે પુખ્ત ઉમ્મરે પહોંચેલાં માબાપનાં છોકરાં અનુક્રમે એક બીજાની સાથે સરખાવતાં થોડે યા ઘણે દરજ્જે વધુ યા ઓછી ખામી લઇ અવતરેછે અને તેથી એવું અનુમાન થાયછે કે સૌથી નાના છોકરાને પિતાની મિલ્કતનો મોટો ભાગ વારસામાં આપવાનો જે રીવાજ છે તેનું કારણ પણ એજ હોવું જોઇએ. કારણ કે મોટી ઉમ્મરે થયેલાં નાનાં છોકરાંમાં માબાપતરફના જેટલા મજબૂત ગુણ હોવા જોઇએ તેટલા હોતા નથી. અને તેથી તે દુનિયામાં આગળ વધવાને અશક્ત રહેછે અને તેટલાજ માટે તેને વધારે હિસ્સો મળવાની જરૂર છે. આ ઉપરથી એક બીજો સાર આપણે કાઢી શકીએ છીએ, કે છેક નાની ઉમ્મર તેમજ છેક મોટી ઉમ્મર બાળકની ઉત્પત્તિને માટે નાલાયક છે. માટે તેવી ઉમ્મરે બાળકની ઉત્પત્તિ થતી અટકાવવીજ જોઇએ. નહિ પાકેલું તેમજ સડી ગયેલું વીર્ય કદી પણ સારો દેખાવ આપતું નથી.

---

દુનિયાદારીનાં સઘળાં સુખોનો આધાર લગ્નઉપર છે. ખરી લગ્નની સ્થિતિ એ દુનિયામાં સૌથી સરસ સુખની સ્થિતિ છે. લગ્નમાં જોડાયાપછી બન્ને પક્ષ એકબીજા-તરફ પવિત્ર હોયતો તેનું પરિણામ કાંઈ જુદુંજ આવેછે. પણ અરે ! આ બાબત સમજેછે કોણ ? પતિ પસંદ કર-વામાં ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે. સ્ત્રીપુરૂષો જેમ પોતાનાં સુખને સારૂ પરણે છે તેમ તેઓ પોતાનાં ભ-વિષ્યનાં બાળકોનું પણ હિત ધ્યાનમાં લઇ પરણતાં હોય તો કેવું સારૂં ! પતિની નાદુરસ્તી તેની સ્ત્રીને પણ દુઃખદા-યક છે એટલુંજ નહિ પણ તેના ભવિષ્યના વંશવેલાપર પણ આવી પડેછે. પુરૂષ સ્ત્રીને તેનું રૂપ અને પૈસો જોઇ પસંદ કરેછે અને સ્ત્રી પણ પુરૂષને તેનું રૂપ અને પૈસો જોઇ પસંદ કરેછે. પણ એક બીજાને પસંદ કરવામાં કઇ કઇ બાબતો જરૂરની છે તે તેઓ જાણતાં નથી. પરણવા-પહેલાં વિચાર કરવો જોઇએ કે તમારે માટે કયો ધણી કે કઇ સ્ત્રી લાયક છે. કારણ કે તેનાપર તમારા ભવિષ્યનો આધાર છે. પોતાના ઘરને માટે કોઈ જાનવર પસંદ કરતી વખતે માણસ તેની બધી રીતે તપાસ કરેછે, ત્યારે લગ્ન કે જેનાપર ભવિષ્યનાં સઘળાં સુખોનો આધાર છે તેમાં જરા પણ વિચાર કર્યાવિના જોડાવું એ ભૂલ અને ભય-ભરેલું છે. એકબીજાની સાથે લગ્નમાં જોડાતી વખતે પર

---

સ્પરના બાંધાની બરાબરી, ઉમ્મરનો તફાવત અને એક-બીજાને મળતા વિચારો સંબંધી જરૂર વિચાર કરવો જોઇએ. જેવા ગુણ પુરૂષમાં તેવાજ ગુણ સ્ત્રીમાં હોય અને તેઓ જો લગનથી સાથે જોડાય તોજ તેઓ સુખી જીંદગી ગુ-જારી શકે, બુદ્ધિમાન બેઅક્કલની સાથે, ઉદાર કંજુસની સાથે, તંદુરસ્ત નાદુરસ્તની સાથે અને એવીજ રીતે પરસ્પર વિરૂદ્ધ ગુણ ધરાવનાર જોડાંઓ, સાથે જોડાવાથી બેશક માઠાં પરિણામ આવેછે. જો સ્ત્રી, છાકટ ધણીને પસંદ કરે તો તેણીને માટે ગરીબ સ્થિતિ, દુઃખ અને ભુખમરાનો વખત નજદીક છે એમ તેણીએ નક્કી માનવું, એટલુંજ નહિ પણ એ જોડાંથી ઉત્પન્ન થનાર છોકરાંઉપર પણ તેની નાશકારક અસર થાયછે. કોઈ પણ હલકી જાતનો વ્યસની પુરૂષ પણ પતિ થવાને નાલાયક છે. જે પુરૂષ પોતાની માતા તથા બહેનોને અપમાન આપતો હોય તે પણ પતિ થવાને ના-લાયક છે. કારણકે એવી ચાલથી તે પોતાને હલકા અને ઘાતકી પુરૂષમાં ખપાવેછે. પુરૂષનો બહારનો અદેખાઇભર્યો અને નીચ દેખાવ તેના અંદરના હલકા ગુણોને ગોયા એક સાંકળીયા (Index) સમાન છે. માટે તેવો શખ્સ પતિ થવાને લાયક નથી. આ પ્રમાણે પતિ પસંદ કરવામાં એક સ્ત્રીને ઘણી બાબતો તપાસવાની છે. પણ અફસોસ ! તેમ થોડીજ સ્ત્રીઓ કરેછે. ઘણી વખત ઘણી સ્ત્રીઓ દીવો લઈ

---

કુવામાં ઉતરેછે બલકે તેનાં માબાપોજ તેણીઓને કુવામાં નાખેછે. વિચાર કર્યાવગર ઉતાવળે પતિ પસંદ કરવામાં પાછળથી ધીરજથી અફસોસ કરવો, એજ પરિણામ આવેછે. જો કે હું કુંવારા રહેવાની ભલામણ કરતો નથી, પરંતુ માઠાં પરિણામવાળાં લગ્નમાં જોડાવાકરતાં કુંવારા રહેવું એ વધારે સારૂં છે.

જેમ સ્ત્રીને પતિ પસંદ કરવામાં, તેમ પુરૂષને સ્ત્રી પસંદ કરવામાં પણ ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે. કોઇ પણ દરદથી પીડાતી સ્ત્રી પત્ની થવાને નાલાયક છે. અતિ નાની કમ્મરને ખુબસુરતીની નિશાની ધારવી એ ભૂલભર્યું છે; એવી સ્ત્રીઓ તંદુરસ્ત બાળકને જન્મ આપી શકતી નથી. જેને સારી કેળવણી મળી હોય તેજ સ્ત્રી પત્ની થવાને લાયક છે. આ જગ્યાએ કેળવણી શબ્દ લખ્યો છે તેથી એમ ન સમજવું કે મોટી મોટી પરીક્ષાઓ આપેલી હોવી જોઇએ, પણ જેણે ઘરના કામકાજમાં સારી કેળવણી લીધી હોય તેજ પત્ની થવાને લાયક છે. જે સ્ત્રીને સારૂં રાંધતાં આવડતું હોય, અને સીવવા ભરવાના કામમાં પૂરતું જ્ઞાન હોયતેમજ જે સફાઇથી ઘર રાખી જાણતી હોય અને સુઘડ હોય; તેમજ સૌથી વધારે તો જેને બાળકો કેમ ઉછેરવાં એ સારી રીતે આવડતું હોય તેજ ખરેખર પત્ની થવાને લાયક છે. ઉપર

બતાવેલાં કામોમાટેજ સ્ત્રી પસંદ કરવાની છે એવી મતલબ નથી પણ તે તેવાં દરેક કામમાં હુશીયાર અને પહેલી પંક્તિની થાય એમ કહેવાની મતલબ છે. આળસુ સ્ત્રી મદદગાર થવાને બદલે બોજારૂપ થઇ પડેછે અને ચાલાક ઉદ્યોગી સ્ત્રી થોડાં સાધનોથી ઘરને ઘરના ખરા રંગરૂપમાં લાવી મુકી પતિનું હૈયું હરખાવેછે. સાચી ભલી અને ઉદ્યોગી સ્ત્રી ખરેજ એક બેમુલો ખજાનો છે પણ અફસોસ! તેથી ઉલટા ગુણ ધરાવનારી સ્ત્રી આ કઠણ સંસારસાગરમાં છેવટે જરૂર ડુબાવેછે. માટે ફક્ત ખુબસુરતીપરજ લોભાઇ ન પડતાં હમેશાં મજબૂત બાંધાની સ્ત્રીનેજ પત્નીતરીકે પસંદ કરવી જોઇએ. કારણકે તેવી સ્ત્રી મજબૂત બાંધાનાં અને તંદુરસ્ત બાળકોને જન્મ આપેછે. જે સ્ત્રીને બચ્ચાંઓતરફ કુદરતી અભાવ અને અણગમો હોય, તે સ્ત્રી પણ પત્ની થવાને લાયક નથી. અને છેવટે તમે જે પત્ની પસંદ કરો તેનો ખરો સ્વભાવ કેવો છે તે ઓળખીનેજ તેની સાથે લગ્ન કરજો.

એક લોહીનાં સ્ત્રીપુરૂષવચ્ચે લગ્ન થવાથી તે જોડાંનાં છોકરાં બેહેરાં, મુંગાં, આંધળાં, મૂર્ખ અને તનમનની બીજી શક્તિઓમાં ઉતરી ગયેલાં માલમ પડેછે. **હિંદુધર્મશાસ્ત્ર** અને **મુસલમાનીધર્મશાસ્ત્ર** પણ માંહોમાંહે એટલે સગપણમાં લગ્ન ન કરવાં એમ કહેછે. કારણકે માંહો-

---

આતંકનિગ્રહ ગોળીઓના અનહદ ફાયદાને લીધે ૨૫ હજાર કરતાં પણ વધારે સર્ટીફીકેટો મળ્યાં છે.

માંહે લગ્નથી જોડાયેલાં જોડાંના તનમનનાગુણો એકસરખા હોવાને લીધે તે તેનાં બાળકોમાં વધારે મજબૂતાઈથી પ્રવેશ કરેછે અને તેટલામાટે માતા તથા પિતાના પક્ષનાં ચોક્કસ નજદીકનાં સગાંઓમાં લગ્નની ગાંઠથી બંધાવું નહિ, ગમે તેટલો મોટો વારસો અને રીત યા પલ્લું મળવાનું હોય તોપણ જે કુળમાં પુરૂષોની ઉત્પત્તિજ ન થતી હોય, કોઇ પણ જાતની ઉંચી કેળવણી જે કુળમાં કોઇને ન મળી હોય અને ખઇ, કોઢ, ફેફરૂં હરસવગેરે દરદો જે ખાનદાનમાં ઓધે ઉતરતાં હોય, તે કુળની કન્યા કદી પણ પરણવી નહિ. સાધારણ જોઇએ તે કરતાં મોટા અવયવોવાળી, રોગિષ્ઠ, બહુ રૂંવાંવાળી, તદ્દન રૂંવાંવગરની અને કઠોર તથા ભયભીત નામવાળી સ્ત્રીને કદી પણ પત્નીતરીકે પસંદ કરવી નહિ.

ખુશનુમાં નામવાળી, હંસ અને હાથીની માફક ચાલનારી, ખુબસુરત, નાજુક અને જેના વાળ, રૂંવાં તથા દાંત ઝીણા હોય એવી સ્ત્રીનેજ પત્ની તરીકે પસંદ કરો, પરંતુ આ સઘળા ગુણોવાળી છતાં જો તે ઉમ્મરે મોટી હોય તો તેનાથી દૂરજ રંહેજો. સ્ત્રી પસંદ કરવામાં આટલી બધી સંભાળ રાખવાની જરૂર છે તેનું કારણ એટલુંજ કે જે જે બાબતો માણસને સાધારણ રીતે પ્રીતિ અને પ્યાર ઉત્પન્ન કરનારી છે તે સઘળી બાબતો તેવી સ્ત્રીમાં એકઠી રહેલી છે. જુવાન, રૂપાળી અને

ઉપર કહેલાં સારાં લક્ષણોવાળી સ્ત્રીમાં ધર્મ અને લક્ષ્મીનો સમાવેશ થાયછે.

જો અતિ વિષયાંધ સ્ત્રીસાથે ઉત્તમ માનસિકશક્તિ તેમજ ઉત્તમ શારીરિકશક્તિ ધરાવનાર પુરૂષનો સંબંધ થાય તો તે પુરૂષનો પણ નાશ જલદીથી થાયછે, કારણકે તેવી સ્ત્રીસાથે જોડાયાપછી તેને માનસિક અને શારીરિક એ બન્ને શક્તિનો ખર્ચ કરવો પડેછે અને તે બન્ને શક્તિનું એકી વખતે ખર્ચ કુદરતથી સહન થતું નથી. જેને લખવા, વાંચવા, ભણવા વગેરેનું કામ હોય તેણે કાંતો સ્ત્રીના સંબંધમાં અતિયોગનો ત્યાગ કરવો અને કાંતો માનસિક મેહેનતનો ત્યાગ કરવો, નહિ તો તેનું પરિણામ મોતસિવાય બીજું કશું આવતું નથી.

લગ્ન થયાપછી રોગિષ્ઠ બાળકો ઉત્પન્ન થવાનાં કારણોમાં હજુ આપણે એક બીજા ભયંકર કારણનો ઉમેરો કરી શકીશું. જુવાન માણસોનો મોટો ભાગ લંપટપણાને લીધે અથવા પૂરતી રીતે પવિત્ર જીંદગી નહિ ગુજારી શકવાને લીધે ગરમીના ચેપી રોગનો ભોગ થઇ પડેછે. ગરમી પ્રથમ પુરૂષ કે સ્ત્રીને છુપી ઇંદ્રિપર દેખાવ આપેછે અને તેનો આકાર પ્રથમ એક નાનાં ચાંદાજેવો હોયછે, તેની અસર શરીરમાં ધીમે ધીમે પસરેછે અને પછી તેમાંથી હારબંધ ત્રાસજનક પરિણામો ઉત્પન્ન થાયછે. એવું કોઈ

નાદાન વયમાં કરેલી કુટેવથી આવેલી કમતાકાત આતંકનિગ્રહ ગોળીઓથીજ નાશ પામેછે.

પણ દરદ નથી કે જેની ખાનેખરાબીની સરખામણી આ દરદની ખાનેખરાબીસાથે થઇ શકે. તે રોગ પોતાની ઝેરી અસરથી આખા શરીરને બગાડી નાખેછે તથા મજબુત અને તંદુરસ્ત બાંધાના માણુસને પણ બેહાલ બનાવી રંગ-રૂપવગરનો કરી મૂકેછે. ગરમીનું દરદ આંખને પણ અસર કરેછે અને છેવટે તે, માણુસને અંધાપો આપેછે. આ દુષ્ટ રોગનાં ભયંકર પરિણામો કાબેલ ડાકટરને પણ કાયર કાયર કરી નાખેછે. ગરમી છુપા ભાગપર તેમજ શરીરના બહા-રના ભાગઉપર અસર કરેછે એટલુંજ નહિ, પણ તે ફેફસું, તલ્લી અને એવા બીજા શરીરના દરેક અવયવઉપર પણ અસર કરેછે. આ દરદ, દર્દીપર જરા પણ દયા બતાવતું નથી. તે એકવાર લાગુ પડ્યું તો તેને પાયમાલ કરી મૂકેછે. ગરમીના ચેપી રોગની અસરવાળા ઘણા જુવાન પુરૂષો પોતે એ દરદમાંથી મુક્ત થયા છે, એમ સમજીને અથવા મુક્ત ન થયા છતાં બેદરકારીથી જુવાન નિર્દોષ કન્યાસાથે લગ્નમાં જોડાયછે અને તેથી તેના ચેપી રોગની અસર તે સ્ત્રીને પણ થાયછે. પુરૂષના હોઠપર નજીવી ગરમીની અસર હોય ત્યારે પણ જો તે પોતાની સ્ત્રીને 'કીસ' લે તો તેથી પણ સ્ત્રીના હોઠપર ગરમી લાગુ પડેછે અને એજ પ્રમાણે વીર્ય-માર્ગે પણ સ્ત્રીને ગરમી લાગુ પડેછે. ગર્ભસ્થાનમાં રહેલાં બાળકને પિતાતરફથી વારસામાં મળેલી ગરમીની અસર

સ્ત્રીના ઉપર થાયછે પણ તે વાતથી અજાણ્યા પુરૂષો પોતાની નિરપરાધ પત્નીપર પાતિવ્રત્યના ભંગનો આરોપ મૂકેછે. ગર્ભથી મળેલી ગરમીથી બાળક મુવેલું અવતરેછે, અથવા જીવેછે તો તે દરદીજ રહેછે અને તે પછી દરેક હમેલ-વખતે સ્ત્રીને અધુરે જાયછે. આવા વખતમાં સ્ત્રી અને પુરૂષ એ બન્નેએ સારા ડાક્ટરની દવા કરવી જોઇએ. તંદુરસ્ત સ્ત્રીને અધુરે જવામાં તો પતિતરફથી હરકોઇ રીતે મળેલી ગરમીજ કારણ છે. સ્ત્રીના શરીરમાંથી ગરમીની અસર દૂર થઇ ન હોય ત્યાંસુધી તે સ્ત્રી ગમે એટલીવાર હમેલદાર થાય તોપણ તે દરેક વખતે, કોઇવાર બાળક ગર્ભમાંજ (પેટમાંજ) મરી જાયછે અને કોઇ વખત જન્મીને તે મરી જાયછે અને કોઇ વખત તંદુરસ્ત સ્થિતિમાં અવતરે છે છતાં થોડા દહાડાપછી તે ગળાતું જાયછે અને છેવટે મરણ પામેછે. ઘણી વખત અધુરે જવાથી તે સ્ત્રીનું પણ મરણ નીપજેછે. ગરમીનો ચેપી રોગ સ્ત્રીને પોતાના પતિતરફથીજ સીધી રીતે મળેછે એમ પણ નથી. પરંતુ ગર્ભમાર્ગે પણ મળેછે. પુરૂષના શરીરમાં ગરમીનો ચેપી રોગ એવી રીતે ભરાઇ બેસેછે કે, તે સ્ત્રીને સંયોગને વખતે લાગુ પડતો નથી, પણ જ્યારે મહિના રહેછે ત્યારે તે ગર્ભમારફતે તેને લાગુ પડેછે. ગરમીના દરદવાળી માતા જો ગરમીની અસર ગર્ભમાં રહેલાં બાળકને આપી શકે તો તે બાળક પોતાના

પિતાના તરફથી મળેલી ગરમીની અસર પોતાની માતાને પણ આપી શકે, એ બીના વગરતકરારે સાબીત થઇ શકે છે. ધવાડનારીની ગરમીની અસર છોકરાંને અને છોકરાંની ગરમીની અસર ધવાડનારીને પણ લાગુ પડેછે. ખાવાનાં વાસણો, પહેરવાનાં લૂગડાં છત્રી, લાકડી, હોકા, પેનસીલ, કલમ, કાગળ અને ચમચા વગેરે પણ તે દરદવાળા દરદીના ઉપયોગમાં આવ્યા હોય તો તેથી પણ તે દરદ બીજાને લાગુ પડેછે.

જુવાનીની ગેરવર્તણુકનું ફળ દરદ અને મોત સિવાય બીજું કાંઇ નથી, એ, બદફેલીમાં પડેલાં જુવાન માણસોએ નક્કી માનવું. ગરમીથી પુરૂષનો બહારનો દેખાવ ખરાબ થઇ જાયછે, નાક ખવાઈ જાયછે, હોઠ બગડી જાયછે, આંખોનાં દરદો થાયછે, સંધિવા થાયછે અને જેમ જેમ તે દરદ ઘર કરતું જાયછે, તેમ તેમ તે હાડકાંમાં અસર કરતું જાયછે અને છેવટે તે દરદી દુઃખી દુઃખી થઇ મરણ પામેછે. પતિ ગરમીના દરદથી તદન મુક્ત થયો ન હોય ત્યાંસૂધી તેની સ્ત્રીએ કોઇ પણ બાળકને જન્મ ન આપવો એ વધારે શિખામણભરેલું છે; કારણ કે તેવી સ્થિતિમાં બાળકને ઉત્પન્ન કરવું એ એક ઇશ્વરી ગુનાહ છે. ગરમીના રોગવાળાં માબાપોથી ઉત્પન્ન થતાં છોકરાં ગર્ભમાં મોતથી બચી પણ જાયછે અથવા તો તે રોગની કંઈ પણ નિશાનીવગર જન્મ

---

ઘણાં ભયંકર દરદોનું છેવટ લાવવા આતંકનિગ્રહ ગોળીઓનીજ ભલામણ કરવામાં આવેછે.

પણ લેછે, પરંતુ એથી સંતોષ પામવાજેવું નથી. માઆપ-તરફથી વારસારૂપી મળેલી ગરમીની અસર જે સ્પષ્ટ જાણ-વામાં ન આવે તે વધારે મુસીબતભરેલું છે. ગરમીવાળાં માબાપોનાં છોકરાંઓમાં કદાચ ગરમીની અસર ન હોય, તોપણ તેઓ વારસામાં નબળાઇ લઇનેજ અવતરેછે. વળી તેઓ નાજુક, ખરાબ દેખાવનાં, માંદાં, કરમાઇ ગયેલાં, ધ્રુજતાં, ઠીંગણાં અને ઘરડાં માણસજેવાં દેખાયછે. આવાં છોકરાંઓ મોતને સાથે લઇનેજ ફરેછે. તેઓ મોટાં થવાને વાસ્તે જન્મ લેતાં નથી અને જીવેછે ત્યાંસુધી અવયવોના અધુરા અને અશક્તપણાને લીધે જીવવાને વાસ્તે નાલાયકજ દેખાયછે. વારસામાં મળેલી ગરમીની અસરવાળાં બાળકો માંદાં પડેછે ત્યારે બીજાં સાધારણ બાળકો મંદવાડમાં દુઃખ ભોગવે તેના કરતાં વધારે અને લાંબા વખતસુધી દુઃખ ભોગવેછે અને તેવાં બાળકો કંઠમાળ, જૂદી જૂદી જાતોની ગાંઠોની અસર, તાવ, આંચકી, ખહી વગેરે દરદોને સાથે લઇનેજ અવતરેછે. જુવાન સ્ત્રીઓમાં ગર્ભસ્થાનની નબળાઇ અને દૂર બેસવામાં અનિયમિતપણું વગેરે દરદો વારસામાં મળેલી ગરમીનું પરિણામ છે એમ સાબીત થઇ ચુકયું છે.

મનુષ્યને દુઃખસ્થિતિમાં લાવનારાં અનેક કારણોમાં એક અતિશય ધ્યાન આપવાજોગ કારણપર હું વાંચનારનું ખાસ

---

નબળા પડી ગયેલા પુરૂષોએ આતંકનિગ્રહ ગોળીઓનું જ સેવન કરવું જોઇએ.

ધ્યાન ખેંચું છું. પશુવૃત્તિની માફક કરેલા સ્ત્રીસંગથી વખતો-વખત ઉત્પન્ન થતાં છોકરાં કેવળ તેનાં માબાપનેજ નહિ પણ દુનિયાને પણ કંગાલ સ્થિતિમાં લાવનાર સાધન થઇ પડેછે. એક સ્ત્રી દરેક વર્ષે અથવા બબ્બે વર્ષે એક અથવા બે બાળકને જન્મ આપી શકે અને તેથી તે પોતાના જીવિત-સુધીમાં ઓછામાં ઓછાં વીશથી ત્રીશ છોકરાંની મા થઇ શકે; પણ પુરૂષ તો તેટલા વખતમાં એકસોકરતાં પણ વધારે છોકરાંનો પિતા થઇ શકે. અસંખ્ય છોકરાંના માબાપ થવું એ ખરી નીતિથી તદ્દન ઉલટું છે. પ્રજાનો અતિશય વધારો એ ગરીબાઇ વેહેલી આવવાનો પહેલો પાયો છે. અનુભવથી એમ સાબીત થયું છે કે, દુનિયામાં માણસોને ખોરાકી પોશાકીનાં સાધનો પૂરાં પડી શકે તેકરતાં માણ-સની વસ્તી વધારે થતી માલુમ પડેછે અને તેથી એમ સાબીત થાયછે કે વસ્તીનો વધારો એ દુઃખનો વધારો છે. કુટુંબમાં માણસની હદવાળી સંખ્યા એ મોટા પુણ્યની નિશાની છે અને બાળબચ્ચાંથી ભરપૂર ઘરમાં છોકરાંઓની વધતી જતી ઉત્પત્તિ એ મોટામાંમોટી પાપની નિશાની છે. ચોકસ કમાણીવાળાં બે કુટુંબોમાંના એક કુટુંબમાં ઘણાં બાળબચ્ચાં હોય અને બીજાં કુટુંબમાં માત્ર તેથી અરધાં હોય તો થોડાં છોકરાંવાળાં માબાપોને પૈસાસંબંધી કેટલી સારી સગવડ થશે ? એ કમમાં કમ અક્કલવાળા માણસથી

કુદરતના નિયમથી ઉલટી રીતે જતા વીર્યને અટકાવવું એ આતંકનિગ્રહ ગોળીઓનુંજ કામ છે.

પણ સહેલાઇથી સમજી શકાય એમ છે. જો કે ઘણાં પેદા થયેલાં છોકરાંમાંથી ઘણાંજ થોડાં મોટી ઉમ્મર થતાં સુધી જીવેછે. કારણકે કેટલાંએક નબળાઇને લીધે, કેટલાંએક અયોગ્ય અને અપૂર્ણ પોષણને લીધે, કેટલાંએક ઘરની વધી ગએલી વસ્તીથી ફેલાયેલા ચેપી રોગોને લીધે અને કેટલાંએક તેમનાં વાલીતરફથી અપૂર્ણ સંભાળને લીધે જીવી શકતાં નથી; તોપણ જે મનુષ્ય પોતે ઉત્પન્ન કરેલાં છોકરાંને કપડાં પેહેરાવવાનાં, ગુજરાન ચલાવવાનાં અને કેળવણી આપવાનાં સાધનમાં અશક્ત હોય, તેણે છોકરાં ઉત્પન્ન કરવાં એ એક મોટો ગુન્હો કર્યા બરાબર છે. જો સરકારતરફથી છોકરાંની સંખ્યાના પ્રમાણમાં માબાપઉપર કર નાખવામાં આવે તો અશક્ત માબાપો વધારે છોકરાં ઉત્પન્ન કરતાં અટકે ખરાં. છોકરાં ઓછાં ઉત્પન્ન કરવાના મતમાં મળતા આવનારા મનુષ્યો કદાચ પોતાના વિચાર એવી રીતે જાહેર કરે કે, કોઇ મનુષ્ય પોતાનાં ભવિષ્યનાં છોકરાંનું ભરણપોષણ કરવાને પોતે પૂરતી રીતે લાયક છે એમ તેને ખાત્રી થાય નહિ ત્યાંસુધી તેણે બીલકુલ પરણવુંજ નહિ જોઇએ. તો હું આ વિચારથી તદ્દન ઉલટો છું. કારણકે લગ્નનો હેતુ કંઇ માત્ર છોકરાં ઉત્પન્ન કરવાનોજ નથી પણ તેથી એકબીજાને ઘણી રીતે મદદ કરવાનો છે. વળી ઉમ્મરે પહોંચ્યા પછી કુદરતી કાયદાના

નિયમપ્રમાણે સ્ત્રીસંગમાં અટકાયત પણ સ્ત્રી તથા પુરૂષ એ બન્નેને નુકશાનકારક છે અને તેથી સાબીત થાયછે કે કુંવારા રહેવું એ કાયદાથી તદ્દન વિરૂદ્ધ છે. વળી કુંવારા-કરતાં પરણેલા માણુસોનું આયુષ લાંબું થાયછે એટલુંજ નહિ પણ પરણેલાકરતાં કુંવારા મનુષ્યની સંખ્યામાં ગુહ્ય ભાગોનાં દરદો વિશેષ જોવામાં આવેછે અને તેથી શારી-રિક અને માનસિક એ બન્ને નીતિ જાળવવા માટે સ્ત્રીપુરૂષ-વચ્ચેનાં લગ્ન અવશ્ય થવાંજ જોઇએ. કુદરતી નિયમજ આપણને એમ સિદ્ધ કરી આપેછે કે, કોઇપણ સ્ત્રીએ પુરૂષ-વિના અને કોઈ પણ પુરૂષે સ્ત્રીવિના રહેવું નહિજ જોઇએ. મતલબ કે દરેક સ્ત્રીને પોતાનો ધણી અને દરેક પુરૂષને પોતાની સ્ત્રી હોવીજ જોઇએ. ચાલતા રાજકીય કાયદામાં જો કોઈ પણ ઉમ્મરે પહોંચેલો પુરૂષ કે કોઈ પણ ઉમ્મરે પહોંચેલી સ્ત્રી પરણ્યાવગરની સ્થિતિમાં રહે તો તે અમુક શિક્ષાને પાત્ર થાય, એવા નિયમનો ઉમેરો થાય તો કેવું સારૂં? તેની સાથે એટલો પણ વધારો થવો જોઇએ કે અમુક વર્ષપહેલાં પરણનાર સ્ત્રી કે પુરૂષ અમુક શિક્ષાને પાત્ર થાય અને જો તે છેક નાની ઉમ્મરનાં હોય તો તેનાં માબાપો શિક્ષાને પાત્ર થાય. જો મારા હાથમાં એ પ્રમાણે કાયદાની કલમ ઉમેરવાની સત્તા હોય તો કોઈ પણ કામ કરવાપહેલાં હું એ નિયમનોજ ઉમેરો કરૂં.

જો કે આ નાની ચોપડીમાં સમાયેલો વિષય વાંચનારને કોઇપણ રીતે કંટાળો ઉપજાવે એવો નથી, તોપણ બહુ લંબાણના ભયથી એ વિષય એટલેથી બંધ કરતાં વાંચનારને મારી એટલીજ ભલામણ છે કે જ્યારે જ્યારે તેઓ આવાં નહિ સહન થાય એવાં દરદોમાં ફસાઈ ગયાં હોય ત્યારે તેઓએ, તે દરદોના ઇલાજ સારા વૈદ્ય કે ડાક્ટરના હાથથી શરૂ કરાવવા, પણ ઘરમેળે હાથે હાથે ભળતી દવાઓ વાપરી પોતાને વધુ ભયભરેલી હાલતમાં મૂકવાં નહિ. આ જમાનામાં દેશી વૈદું ધંધાધાપાવગરના માણસને માટે સહેલું અને સસ્તું થઇ પડ્યું છે. નામધારી વૈદ્યો ઠામઠામ ગામેગામ જોવામાં આવેછે અને તેથી એક મશહુર કહેવત થઇ પડી છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, કનિષ્ટ ચાકરી, આખર ભીખ, અને તે પણ ન આવડે તો વૈદું શીખ," અફસોસ! વૈદ્ય વિદ્યાની કેવી પડતી દશા? જે ઉમદા ધંધામાં ઘણું જાણવાનું, ઘણું જોવાનું અને ઘણું સાંભળવાનું છે તે ધંધાને આવી છેક હલકી પંક્તિપર લાવી મૂકવામાં આવ્યો છે. સારા અનુભવી વૈદ્યો, હકીમો અને ડાક્ટરો પણ જીંદગીસૂધી વૈદાંનો અભ્યાસ કર્યા કરે તોપણ પાર ન આવે એવી આ ઉત્તમ વિદ્યાને વગર અભ્યાસે અને વગર કારણે, સંપૂર્ણ થયેલી સમજનારા ઘણા ડોળઘાલુ માણસો તેની

---

વિશ્વાસથી કે અવિશ્વાસથી સેવન કરનારને પણ આતંકનિગ્રહથી ફાયદો થાયછે.

પંક્તિપરથી ઉતારી પાડેછે. જેઓને પૂરૂં સંસ્કૃતનું તો શું પણ પૂરૂં પાધરૂં પોતાની દેશભાષાનું જ્ઞાન પણ ન હોય તેઓ બીજો કોઇ પણ ધંધો હાથ ન લાગવાથી, કોઇની પાસે થોડું ઘણું લખાવી દવાઓસંબંધી જાહેરખબરો બહાર પાડેછે. જાહેરખબર બહાર પાડનારા કોણ છે અને તેણે તે વિદ્યામાં કેટલી માહિતી મેળવી છે, આવો વિચાર થોડાંજ માણસો કરેછે. મારા જોવામાં અને સાંભળવામાં આવ્યું છે કે કેરોસીન તેલની ફેરી કરનારા હલકા વ્યાપારીઓ, હલકા ગાંધીઓ, છુટક છુટક પરચુરણ દવા વેચનારાઓ અને બહુ થોડું જ્ઞાન ધરાવનારી સ્ત્રીઓ પણ મોટાં અને ખોટાં હેંડબીલો બહાર પાડી લોકોને ઠગેછે. આ ઉપર પ્રજાએ ઘણું ધ્યાન આપવાનું છે અને તેવી જાહેરખબરોમાં નહિ ફસાતાં ખરાંખોટાંની પરીક્ષા કરી દવા કરાવવી જોઇએ. જો કે આ પ્રમાણે લખવાથી મારે ઘણાનો કોપ વહોરી લેવો પડશે તોપણ જે ખરૂં છે તે જાહેરમાં લાવવું જોઇએ એ મારી ફરજ છે, એમ સમજી માત્ર એ સંબંધી લોકોને ચેતવણી આપી આ નાની પણ ઉપયોગી ચોપડીની સમાપ્તિ કરવાની સાથે આટલું પણ જણાવવાની જરૂર છે કે લગભગ ત્રીશ વર્ષ થયાં મેં હાથ ધરેલા ધંધામાં હસ્તક્રિયારૂપ બદીથી નિપજતાં અસંખ્ય ભયંકર દુઃખોના પરિણામવિષે મને જે અનુભવ મળ્યોછે, તે ઉપરથી હું

---

શક્તિ આપનારી ગોળીઓ માટે આતંકનિગ્રહનુંજ નામ ગોખી રાખવું જોઈએ.

કહેવાને શક્તિમાન થાઉંછું કે સેંકડે ૮૦ ટકા દરદી આ પુસ્તકમાં જણાવવામાં આવેલી કુટેવનાં ફળ ભોગવેછે. કેટલાકોએ મને રૂબરૂમાં તેઓની હકીકત જાહેર કરી છે અને કેટલાકોએ પત્રદ્વારા જાહેર કરેલી છે. જેઓ પત્રદ્વારા એ કુટેવથી પોતાની સ્થિતિ જાહેર કરેછે અને તેઓ જે સંતાપજનક દુઃખમાં આવી પડેછે તેનો ચિતાર મારા પર આવેલા કેટલાક પત્રોનો સાર જે હું નીચે લખનારાઓનાં નામ ઠામ વિના ટાંકુંછું તે ઉપરથી સહજ આવી શકશે.

કાગળ ૧ લો.

મારી ઉમ્મર વર્ષ ૨૬ ની છે, હું પરણેલો છું. મને હાથરસની કુટેવ પંદરમા વર્ષથી લાગુ પડી હતી. પાંચ વર્ષ ચાલુ રહી હતી. હાલ હું કેવળ નપુંસક છઉં. વીર્યસ્ત્રાવ રાત્રિદિવસ થયા કરેછે. મારી સ્ત્રીને દેખી મારૂં મન બળેછે, હું તદન પુરૂષપણાથી નિકળી ગયો છું. યાદશક્તિ ગુમ થયેલી છે. વધારે શું લખું? મારા જેવો દુઃખી દુનિયામાં બીજો નહિ હોય એમ મારૂં માનવું છે. મેહેરબાની કરી મારો કાંઈ ઉપાય કરશો. મને જીવતદાન આપ્યું સમજાશે. મેં તમારી કીર્ત્તિ સાંભળી છે. તમારી ગોળીની તારીફ સાંભળી તથા વાંચી છે. જો મને એ દવા અથવા બીજી કોઈપણ દવા લાગુ પડે એમ હોય તો મોકલશો. હું ખુશીથી તેની કિંમત તથા ખર્ચવગેરે આપીશ.

કાગળ ૨ જો.

તમારા વૈદ્યકજ્ઞાનસંબંધી હું ઉંચું મત ધરાવુંછું.

અને તેથી મારી સ્થિતિ જાહેર કરૂંછું કે આઠ વર્ષ પહેલાં જ્યારે હું એક નિશાળીઓ હતો ત્યારે કેટલાક સોબતી-ઓથી મને......ની કુટેવ લાગુ પડી હતી. હવે હું તદન સંસાર ભોગવવાને અશક્ત થયો છું. તદન શિથિલ થયો છું. હું પશ્ચાત્તાપ કરૂંછું. મને તે પશ્ચાત્તાપનું ફળ કાંઇ આવતું નથી. મારા હાથ પગ ધ્રુજેછે. ચેહેરો ફીકો પડી ગયો છે. હિમ્મતથી બોલી શકતો નથી. માણુસને કાંઇ યાદ કેમ રહેતું હશે એ વિચાર મને વારંવાર આવ્યા કરે-છે. આપને હું મારા માતપિતાસમાન સમજુ છુ. મારૂં દુઃખ ટાળો, હું આપને હજારો આશીર્વાદ આપીશ. મારો એક મિત્ર તમારી ગોળીથી સારો થયો છે અને તેનીજ ભલા-મણુથી હું આપની આતંકનિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરવા ધારૂંછું. મારા કેસમાં જો એ ગોળીઓ ફાયદાકર્ત્તા આપને લાગે તો મને જરૂરજેટલી ગોળીઓ હાલ મોકલશો. હું જીવતાંસુધી આપનો ઉપકાર ભૂલનાર નથી.

## કાગળ ૩ જો.

મારો એક મિત્ર અતિ દુઃખી દરદી છે. આજ દશ બાર વર્ષ થયાં તે પોતાની હકીકત કોઇને જાહેર કરતો નથી. વારંવાર રડેછે. શું કરવું તે તેને કાંઇ સુજતું નથી. નાહિમ્મત થયો છે; શરીરે ઘણોજ લેવાઇ ગયો છે. શક્તિ બિલકુલ નથી, એક બાળક જેવો દેખાયછે, હજુ હવે પ-રણવાનું છે. તેનાં માબાપ પરણવાનો આગ્રહ કરે-છે અને તે ના પાડેછે. આપ લખો તો હું તેને આપની

પાસે મોકલું. તે કહેછે કે હું પ્રથમ ખરો પુરૂષ હતો, હાલ બાળકથી પણ ખરાબ છું. કારણ તેને......ની કુટેવ લાગુ પડી હતી. તેને અનાજ પચતું નથી, હાલવા ચાલવાની શક્તિ બિલકુલ નથી. તે અવયવ ઘણોજ ટુંકો પડી ગયોછે; વગેરે બીજી પણ ન લખી શકાય તેવી સ્થિતિ થઇ છે. આપનાં પુસ્તકો તથા ઔષધોની પ્રખ્યાતિ જાણીને આપનો આશ્રય લેવા ચાહેછે માટે પ્રત્યુત્તર જલદી પાઠવશો.

## કાગળ ૪ થો.

અનેક પત્રદ્વારા તથા મિત્રોદ્વારા આપની સુકીર્તિ સાંભળી આ કાગળ લખવા હું હિમ્મત ધરૂંછું. તમારી આતંકનિગ્રહ ગોળીઓથી એક મારા મિત્રને અતિશય ફાયદો થયો છે. મને તે ફાયદાકર્તા નિવડશે એમ ધારૂંછું અને તેથી મારી સ્થિતિ આપને લખી જણાવુંછું. કૃપા કરી કાગળ વાંચી ફાડી નાખશો. મને જવાબ લખો તેપણ બીડેલ કાગળમાં લખશો. તેને માટે ટીકીટ આ સાથે બીડુંછું. કાર્ડપર લખતા નહિ.

મને વારંવાર પેશાબ થાયછે. પેસાબની નીચે જાડો થર બાઝી રહેછે, પેશાબનો રંગ પીળો છે. ગરદન, પીઠ, અને કમ્મરમાં ન ખમાય તેવો દુખાવો રહ્યા કરેછે. હું બીકણ થયો છું. મારૂં મગજ ગુંચવાઇ ગયું છે. આપઘાત કરવાની મરજી થાયછે. મને સ્ત્રીસંગની બહુ ઇચ્છા થાયછે પણ પરિણામ નિષ્ફળ નિવડેછે. મને કોઈ પણ કામતરફ કંટાળો આવેછે. શું કરવું તે સુજતું નથી. આપ

સમજી ગયા હશો તોપણુ લખું છું કે મને ખરાબ સોબત થઇ હતી. હાથનો ઉપયોગ કર્યો છે. અને તેથી એ બધું થયું છે. મરજીમુજબ મને ઔષધો વગેરેનું બતાવશો અને આતંકનિગ્રહ ગોળીઓ ફાયદો કરે તેમ હોય તો તે રૂ. પાંચની વી.પી. મોકલશો.

કાગળ ૫ મો.

હું એક થાકેલો દરદી છું. છેવટ આપનો આશ્રય લેવા ધાર્યું છું. ઘણી જાહેરખબરો, તાકાત આપનારી ગોળીઓની વાંચી તેનો ઉપયોગ કર્યો પણુ ફાંફાં, જેઓએ મને દવા આપી છે અને મેં તેના પૈસા ખરચ્યા છે તેથી એક ગરીબ સ્થિતિમાં આવી ગયો છું. હવે તો એક આપને શરણુ છું, જોઇએ તો તારો અને જોઇએ તો મારો. આપ સિવાય મારો એકે ઉપાય નથી. યાદદાસ્ત બિલકુલ નથી, તરત થાકી જાઉં-છું, આંખો ઉંડી ઉતરી ગઇ છે, મારૂં માથું ફરેછે, આંખે અંધારાં આવેછે. સ્વપ્નામાં ધાતુ જાયછે, મને સ્ત્રીસંગની બિલકુલ ઇચ્છા થતી નથી, મારી સ્ત્રી મને જોઇ અને મારી પાસે આવી નિસાસા મૂકેછે અને તેથી મને વધારે દુઃખ થાયછે. આ સત્રણું મને મારા દોષથી થયું છે, તેમાં કોને દોષ આપું ? હું છેક બાળક સ્થિતિમાં હતો ત્યારથીજ મને પરાણે ધાતુ કાઢવાની ટેવ પડી છે. તે છેક મારી વીશ વર્ષની ઉમ્મર થઇ અને પરણ્યો ત્યાંસુધી ચાલુ રહી. હવે સાવ ધબજેવો થઇ ગયો છું. મારી સ્ત્રી મારી આબરૂ ગુમાવશે એવી બીક લાગેછે. આવી ખાનગી

વાત આપને માબાપ સમજી લખુંછું. કાગળ વાંચી ફાડી નાખશો અને મને યોગ્ય ઉપાય તથા સલાહ આપશો. મારી સ્થિતિપર નજર રાખી મને દવાનું યોગ્ય ચાર્જ કરશો. વધારે શું લખું !

કાગળ ૬ ઠ્ઠો.

તમારાપર મને સંપૂર્ણ ભરોસો બેસવાથી આ કાગળ લખુંછું. મેં......કુટેવથી ઘણું ઘણું સહન કર્યું છે, મને પ્રથમ ખબર ન પડી કે તેથી શું દુઃખ આવી પડશે. તે ટેવની શરૂઆતમાં તો મને બહુ આનંદ આવતો હતો; પણ હવે તેનો પસ્તાવો કરૂંછું. હું એક વિદ્યાર્થી છું. મારી પરીક્ષા તરતમાં થવાની છે. મને મારા રાજ્યતરફથી સ્કોલરશિપ મળેછે પણ મને મારા પાઠો બિલકુલ યાદ રહેતા નથી. મને સખત ઠપકો મળશે, કારણ કે આ વર્ષે હું પાસ થવા ભાગ્યશાળી નીવડીશ નહિ. આ બધાનું કારણ હાલ ઘણું વાંચવામાં આવતું માસ્ટરબેશન હોય એમ મને લાગેછે. આપની ગોળીઓએ એ દરદઉપર ફત્તેહ મેળવી છે એમ ઘણે ઠેકાણે સાંભળવાથી અને મિત્રોતરફથી ભલામણ થવાથી આપને તેજ દવા મોકલવા અરજ કરૂંછું. માટે સત્વર રૂા. ૨) ની વી. પી. થી મોકલશો.

કાગળ ૭ મો.

મારી દુઃખી સ્થિતિનો વિચાર કરી તેની મને યોગ્ય સલાહ આપશો. મારો સ્વર ઘણોજ ધાટો થયો છે. મરદાઈ બિલકુલ નથી. એક તેર વર્ષના બાળક જેવી મારી

સ્થિતિ થઇ છે. હાલ મારી ઉમ્મર પાંત્રીશ વર્ષની છે, મેં પુરૂષપણું ગુમાવ્યું છે તે પાછું ફરી શી રીતે આવે? હું પાછો હતો તેવો બળવાન થઇશ? મારી વગર ઇચ્છાએ ધાત વહ્યા કરેછે. નબળાઈ ઘર કરી બેઠી છે. હાથ પગના સાંધામાં બેહદ દુખાવો રહ્યા કરેછે. કોઇ કામપર મન લાગતું નથી. સ્મરણશક્તિ ગુમ થઈ ગઇ છે. મન બેચેન રહેછે. ઉંઘ આવતી નથી. જમણાં પડખાંમાં દુઃખ રહ્યા કરેછે. ઉભું રહેવાની શક્તિ બિલકુલ નથી. ઉંઘમાંથી એકદમ આંચકો ખાઇ જાગી જાઉંછું. ભયંકર સ્વપ્નાં આવેછે. મોઢું ફીકું પડી ગયું છે. મને યાદ છે અને તે મારે છુપાવવું નહિ જોઇએ કે મને મારી જુવાન વયે સ્ત્રી નહિ મળવાથી કુટેવથી ધાતુ કાઢવાની ટેવ પડી હતી અને તેથી મારી આ સ્થિતિ થઇ છે એમ હું માનું છું. આપની ગોળીઓ મને સારો ફાયદો આપશે એમ ધારી આ કાગળમાં હું રૂા. પાંચની નોટ મોકલું છું. મારાપર દયા લાવી સારી દવા મોકલશો.

## કાગળ ૮ મો.

હું એક ખાનદાન કુટુંબનું ફરજંદ છું. મારી ઉમ્મર વર્ષ ૨૫ ની છે. મારાં માબાપ મને પરણાવી મરી ગયાં છે. હું અને એક મારી સ્ત્રીજ ઘરમાં છઇએ. કાંઇ છોકરૂં છૈયું થયું નથી. મને મારી મોટી મૂર્ખાઇ યાદ આવેછે. હું એક મોટા કુછંદમાં પડયો હતો અને તેથી હું કેવળ તાકાદ ગુમાવી બેઠો છું. આપને હું મારા પિતાસમાન લેખું છું.

મારી હકીકત તદન છાની રાખશો. હું એક બાર વર્ષનો બાળક હોઉં એમ મને લાગેછે. મારા સાંધા દુખેછે. મેમરી ડલ થઇ ગઇ છે. મને કુછંદ પાંચ વર્ષસુધી રહ્યો હતો. મારા આ લખાણુથી આપ કંટાળો લાવશો નહિ. મારામાં પુરૂષત્વ બિલકુલ નથી પણ તેવા ઘણા દરદીઓને આપે સારા કર્યા છે એમ મારા જાણુવામાં આવ્યાથી મારી હકીકત આપને ટુંકામાં જાહેર કરી છે. મને યોગ્ય સલાહ અને દવા આપશો જેથી હું દુનિયાનું ખરૂં સુખ ભોગવી શકું.

---

આ પ્રમાણે એક નહિં, સેંકડો નહિ, પણ હજારો કાગળો જે, કુટેવથી હજારો પાયમાલ થયેલા પુરૂષોતરફથી મળેલા છે તેમાંના કેટલાક, ઉપર નમુનાતરીકે આપવામાં આવ્યા છે. અને તેઉપરથી ખુલ્લું સમજાયછે કે જ્યારે આવાં પુસ્તકો તે ટેવમાં ફસી પડતા પુરૂષોને માટે સંખ્યાબંધ જાહેરમાં આવશે ત્યારેજ તે ટેવ નાબુદ થઇ મનુષ્યો ખરૂં શૌર્ય બળ પ્રાપ્ત કરવામાં સમર્થ થશે એમ મારૂં ખાતરીથી માનવું છે. ઇશ્વર એ કુટેવને નાબુદ કરો.

# જાહેર માગણી.

આજ લગભગ ત્રીશ વર્ષો થયાં આખા હિંદુસ્તાનમાં જેણે દિગ્વિજય મેળવ્યો છે, જેણે ઘણા દરદીઓને આપઘાત કરતાં અટકાવેલ છે, જેણે ઘણા નપુંસકજેવા બનેલા પુરૂષોને ખરૂં પુરૂષત્વ આપ્યું છે, જેણે ઘણાઓની નાશ પામેલી યાદશક્તિને સજીવન કરી બળવાન બનાવીછે, જેણે ધાતુપાતથી પીડાતા અસંખ્ય દરદીઓને આરામ આપ્યો છે, જેણે નબળા બાંધાના અને ફીકા પડી ગએલાઓને મજબૂત બાંધાના અને તેજસ્વી શરીરવાળા બનાવ્યા છે. જેણે બુઢાઓને જુવાન જેવા શક્તિવાળા કર્યા છે અને જેણે પૃથ્વીપરનાં અમૃતની ઉપમા મેળવવા સાથે બગડેલા લોહીને સાફ કરવામાં, પાચનશક્તિને વધારવામાં, જ્ઞાનતંતુની નબળાઇને દૂર કરવામાં તથા હરકોઇ પ્રકારના ધાતુવિકારને ચોક્સ પણે મટાડીજ દેવામાં મોટી નામના મેળવી છે; તે આતંકનિગ્રહ ગોળીઓના સંબંધમાં અમોને મળેલાં બેસુમાર સર્ટીફીકેટોનું એક દળદાર પુસ્તક છપાયછે. એ પુસ્તક બહુ મોંઘી કિંમતનું પડવાને લીધે તેની ઘણી નકલો છુટથી વહેંચી શકાય તેમ નથી પણ તેની એક એક નકલ અમારી મુંબઇ કલકત્તા વગેરેની હાલની ચાલુ દરેક ઓફીસે અને હવે પછી ખોલવાની દરેક બ્રાંચ ઓફીસે રાખવામાં આવશે.એટલે સર્વે લોકોને, તેમાંનાં સર્ટીફીકેટો જોઇ આતંકનિગ્રહ ગોળીઓએ આજ સૂધી કેટલી મોટી ફત્તેહ મેળવી છે એની વિશેષ ખાત્રી કરવાનું બની આવશે.

ઉપર જણાવેલી યોજનાને અનુસરી અમો અમારા માનવંતા ગ્રાહકો કે જેઓએ આજ સૂધી આતંકનિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરી સારો ફાયદો મેળવેલો છે અને જેઓ એ ગોળીઓથી પોતાને ફાયદો થવાને લીધે તેની અમારી રૂબરૂમાં બેહદ તારીફ કરેછે તેમ બીજાઓને એ ગોળીઓ વાપરવાની ભલામણ કર્યા કરેછે તેઓની પાસે અમો જાહેર માગણી કરીએ છીએ કે એ ફત્તેહમંદ ગોળીઓ-માટેનો પોતાનો ખરો અનુભવ તેઓએ અમારાપર લખી મોકલવા મહેરબાની કરવી. જેથી બીજા મળેલા અસંખ્ય અભિપ્રાયોની સાથે તેઓના પણ માનવંતા અભિપ્રાયો ઉપર લખ્યા મુજબ છપાતાં પુસ્તકમાં દાખલ કરી શકાય.

આતંકનિગ્રહ ઔષધાલયની

# આતંકનિગ્રહ ગોળીઓ.

વાજીકરણું તેલ.

અને

બીજી દવાઓ.



અમારી

# આતંકનિગ્રહ ગોળીઓ.

જેને માટે અમો સૌને મજબૂત ભલામણ કરીએ છીએ તેના સંબંધમાં તેના વાપરનારા દેશીઓ તેમજ બારીક પરીક્ષા કરવાના સ્વભાવવાળા યુરોપિયનો પણ શું કહે છે તે જાણવામાટે, આ પુસ્તકના પાછલા ભાગમાં દાખલ કરેલાં સર્ટિફીકેટો તરફ આ પુસ્તક વાંચનારાઓનું અવશ્ય ધ્યાન ખેંચીએ છીએ.

વૈદ્યશાસ્ત્રી.



આતંકનિગ્રહ ઔષધાલયના ખાત્રીભરેલા

# ઇલાજો.

## આતંકનિગ્રહ ગોળીઓ.

બળ તથા પુષ્ટિ દેનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, લોહીને સુધારનાર તથા કમતાકાતને દૂર કરનાર **આતંકનિગ્રહ ગોળીઓ** હાથપગની કળતર, લોહીનો બગાડ, નબળાઈ, જ્ઞાનતંતુઓની નબળાઇ, પેસાબમાં કે સ્વપ્નામાં ધાતુનું જવું, યાદદાસ્તનું કમી થવું, પેસાબનું વારંવાર થવું, વગેરે દરદોનો ચોકસ ઇલાજ છે. આ ગોળીઓ તદ્દન વનસ્પતિનીજ હોવાથી તેનાપર કોઇપણ જાતની પરેજ પાળવાની જરૂર નથી.

સવારસાંજ જમ્યાપછી એક એક ગોળી દૂધની સાથે અથવા પાણીની સાથે લેવી.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂા. એક.

---

# વાજીકરણુ તેલ.

અતિશય વિષયવાસના અને કુટેવથી આરોગ્ય તદન નાશ પામીને નપુંસકપણું આવી જાયછે અને સાથે સાથે ગુહ્ય અવયવોની નસો ઢીલી પડી જઇ તે ભાગ વાંકો વળી જાયછે અને માપમાં પણ કમી થઇ જાયછે.

આ સઘળી ત્રાસદાયક હરકતો દૂર કરવામાટે અમોએ "વાજીકરણુ." આ નામનું એક અતિ ઉત્તમ તેલ તૈયાર કર્યું છે, શક્તિ આપનારાં બહાર લગાવવાનાં કોઈ પણ તેલ, ઘી કે પદાર્થોમાં આ તેલ રાજાધિરાજપણું ભોગવેછે, પુરૂષની તદન ચાલી ગએલી શક્તિમાટે આ તેલ ખાસ ગુણ ધરાવેછે એટલે કે ગએલા પુરૂષાતનને ફરીથી લાવી આપવું એ આ તેલની પ્રતિજ્ઞા છે. આ તેલ જુદી જુદી જાતના નપુંસકપણાને દૂર કરવાનો અચૂક ઇલાજ ઠરી ચૂક્યો છે, ગુમાવેલ શક્તિ પાછી મેળવી આપવામાં આ તેલનું પરાક્રમ આશ્ચર્ય ઉપજાવે એવું છે અને તેની સાથે એ તેલથી થએલ ફાયદો હમેશ ટકી રહેછે. આ તેલથી ફાયદો થવાની રાહ જોવી પડતી નથી એટલે કે પેહેલેજ દિવસે તે પોતાની ચમત્કારિક અસર દેખાડી આપેછે. પૂરતો ફાયદો થવામાટે અરધા તોલાની એક બાટલી પૂરતી છે. **આતંકનિગ્રહ ગોળીઓ** અને **વાજીકરણ તેલ** એ બન્ને દવાઓનો એકી વખતે સાથે ઉપયોગ કરનાર પોતાનાં તે તે દરદની ધાસ્તીમાંથી હમેશને માટે મુક્ત થાયછે.

**વાજીકરણ તેલ–તો. ાા ની બાટલી ૧ ના રૂા. પાંચ.**

---

# બાળમિત્ર.

તાવ, ઉધરસ, ઝાડા, ઉલટી, બરાઇ આવવું, પેટનું વધવું, શરીરનું પીળું પડવું તથા ગળી જવું વગેરે, બાળકોને થતાં દરદોઉપર આ ગોળીઓ એક ચોકસ ઇલાજ છે. વળી આ ગોળીઓના સેવનથી બાળકોની ચાલાકી અને તેજમાં વધારો થવાની સાથે તેના શરીરનો બાંધો પણ મજબૂત થાયછે.

જેટલા વર્ષનું બાળક હોય તેટલી તેટલી ગોળી સવારસાંજ અતવશની કળી તથા હરડેના ઘસારાની સાથે આપવી.

કિંમત—ગોળી ૩૦૦ ની ડબી ૧ નો રૂા. ૧ એક.

---

# નેત્રાનંદહમંદાર.

આંખોનાં દરદોને માટે આ એક બાદશાહી ઉપાય છે. ત્રાંબાના વાસણઉપર થોડા પાણીસાથે આ દવાને ઘસી તેનું આછું પાણી આંખમાં આંજવાથી આંખની ઝાંખ, પડળ, ફુલું, છારી, આંખનું ઉઠી આવવું વગેરે કોઇપણ જાતનું દરદ રહેવા પામતું નથી. બાળક, સ્ત્રી કે પુરૂષ બધાને માટે તે એકસરખી ઉપયોગી છે. આંખે દેખતાં બંધ થયેલા ઘણા દરદીઓ તરફથી અમને પત્રદ્વારા તથા રૂબરૂ ખબર મળી છે કે તેઓ એ દવાના પ્રતાપથી ફરી દેખતા થયા છે. મોટા કે નાના કુટુંબવાળા દરેક ગૃહસ્થના ઘરમાં આ દવા અવશ્ય રહેવીજ જોઇએ, કારણ કે તેની વખતો-વખત જરૂર પડેછે.

કિંમત—તોલા ૦ાા ની સોગઠી ૧ નો રૂા. ૧ એક.

# કાસાંતક.

ખાલી અથવા કફના ભરાવાવાળી તેમજ દમવગરની કે દમસાથેની ઉધરસને કાબુમાં લઇ તેની જડ કહાડનારી આ ગોળીઓ ગળાંનાં, છાતીનાં, ફેફસાંનાં તથા હંડીનાં દરદોને દૂર કરેછે.

સવારે, બપોરે અને સાંજે એક એક ગોળી ટાઢાં પાણી સાથે અથવા અરડુસાનાં પાંદડાંના રસ સાથે લેવી.

કિંમત–ગોળી ૫૦ ની ડબી ૧ નો રૂા. ૧ એક.

---

# ચંદ્રપ્રભા.

પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, વધરાવળ, હરસ તેમજ સ્ત્રીઓનાં દરેક જાતનાં પ્રદર અને સુવાવડના રોગ સઘળાંબંધ મટાડવામાં પૂરતી ફત્તેહ મેળવેછે.

સવારસાંજ જમ્યા પહેલાં અરધી અરધી ગોળી દૂધની સાથે લેવી.

કિંમત–ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂા. ૧ એક.

---

# જ્વરાંતક.

પાચનશક્તિનું મંદ પડવું અને પેટનું સાફ નહિ આવવું એ બે તાવનાં મૂળ કારણો છે. આ ગોળીઓ પાચનશક્તિને તેજ કરેછે, પેટ સાફ લાવેછે અને કોઈ પણ તનો તાવ, પછી તે રોજીંદો હોય, એકાંતરો હોય,

તરીઓ હોય, ચોથીઓ હોય કે મેલેરીઅસ હોય તેને પણ એકદમ કહાડી નાખેછે.

સવારસાંજ બબ્બે ગોળી પાણીસાથે લેવી. તાવ હોય ત્યારે તેમજ ન હોય ત્યારે પણ આ ગોળીઓ લઇ શકાયછે.

કિંમત--ગોળી ૪૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

# કૉલેરા પીલ્સ.

સાધારણ ઝાડો, ઉલટી અને અજીર્ણવગેરેપર આ ગોળીઓ સવારસાંજ એક એક ટાઢા પાણી સાથે લેવી. કૉલેરાના દરદમાં તેની શરૂઆત જણાતાંજ બે ગોળી એકી વખતે ટાઢા પાણી સાથે લેવાથી તેમજ તે પછી પણ જોઇતી અસર થતાં સૂધી દર અક્કેક અથવા બબ્બે કલાકે એક એક ગોળી ટાઢા પાણીસાથે ચાલુ રાખવાથી કૉલેરા મટી જાયછે. કૉલેરા જેવા ભયંકર દરદમાં આ દવાની અમો ભલામણ કરીએ છીએ તે ઉપરથી સમજાશેજ કે, એ દરદઉપર એ ગોળીઓ અકસીર ઇલાજ છે.

કિંમત-ગોળી ૩૦ ડબી ૧ નો રૂ. ૧ એક.

# કર્ણતેલ.

કાનમાંથી પરૂ નિકળવું, ચસકા આવવા, ગણગણાટ થવો તથા સાંભળવાની શક્તિ મંદ પડવી વગેરે દરદો આ તેલનાં ટીપાં નાખવાથી અવશ્ય મટેછે.

કિંમત-તોલા ૨ ની શીશી ૧ નો રૂ. ૧. એક.

# આયુષ્ય અને આરોગ્યવર્દ્ધક તૈલ.

ચરબીથી જાડાં થઈ ગયેલાં માણસો જો આ તેલ શરીરે લગાડે તો, શરીરનું બેડોળપણું મટી શરીર મજબૂત બાંધાવાળું થાયછે અને સુકલલકડીજેવાં દુબળાં માણસો તે લગાડે તો, તેઓ હૃષ્ટપુષ્ટ થાયછે. વળી આ તેલથી માથાંના વાળ લીસા અને ચળકતા થવાની સાથે ઘણા વધેછે તથા તેમાં આવતી સફેદી અટકી, ચળકતી કાળાશ કાયમ થાયછે.

કિંમત-તોલા ૫ ની શીશી ૧ નો રૂા. ૧ એક.

---

# વાતગજકેસરી તૈલ.

સંધિવા, હાથપગનું રહી જવું, અકડાઇ જવું ચસકા, શૂળ, માથાનો દુખાવો, :અને વાયુના દરેક વિકાર ઉપર એક આબાદ ચોકસ, રામબાણ અને કદીપણ નિષ્ફળ ન જાય એવો ઉપાય છે.

દુખતા ભાગપર એ તેલ થોડું લઇ ઘસવું.

કિંમત-તોલા ૫ ની શીશી ૧ નો રૂા. ૧ એક.

---

# શુદ્ધ મોતીનો સુરમો.

સુરમો હમેશાં આંખમાં આંજવાથી આંખમાં કોઇ પણ જાતનું દરદ થતું નથી અને આંખમાંથી પાણીનું ઝરવું, આંખની બળતરા, ખરજ વગેરે આંખનાં દરદો ઘણી

સફાઇથી મટી જાયછે.

કિંમત-કાળો સુરમો તોલા ૧ નો રૂા. ૧ાા દોઢ.

ધોળો સુરમો તોલા ૧ ના રૂ. ૨ બે.

આ સિવાય "આતંકનિગ્રહ ઔષધાલય"માં તોલા એકની કિંમત રૂા. ૨૪ ચોવીશવાળો ઘણોજ ઉંચો સુરમો તૈયાર કરવામાં આવેછે. એ સુરમાની કિંમતજ તેના અમૂલ્ય ગુણોની ખાત્રી આપેછે. આ સુરમો રૂા. ૩ ત્રણું કરતાં ઓછી કિંમતનો મોકલવામાં આવતો નથી.

---

# અમૃતાર્ણુવ.

આ એક પાકના રૂપમાં ચાટણ છે. ઘણું સ્વાદિષ્ટ છે, ઘણું લેહેજતદાર છે અને ઘણાં લાંબા વખતનાં દમ, ઉધરસ, ક્ષય, સંગ્રહણી, ઉરઃક્ષત, તથા વાતરક્ત એ દરદો ઉપર તે આબાદ ઇલાજ છે. હમેશાં ઘસાઇ જતાં બાળકો, પુરૂષો તથા સ્ત્રીઓ આ દવાના ઉપયોગથી જોઇએ તેવાં મજબૂત થાયછે. વખતવગર બુઢાં થયેલાં માણસો પણ એ દવાના ચાલુ સેવનથી પાછાં જુવાનજેવાં થઈ જાયછે.

સવારસાંજ એક એક તોલો ખાઈ ઉપર થોડું દુધ પીવું.

કિંમત-તોલા ૨૦ ના ડબા ૧ ના રૂા. ૨ બે.

---

# રેચક ગોળીઓ.

રાત્રે સુતી વખતે બે ગોળીઓ પાણીસાથે લેવાથી

સવારે એક સારૂ પેટ આવેછે. તથા શરીર આળસરહિત થાયછે. આ ગોળીની કિંમત બહુજ થોડી છતાં તેના ગુણો ઘણા કિંમતી છે.

કિંમત–ગોળી ૩૨ ની ડબી ૧ ના આના આઠ.

---

# વ્રણમર્દન.

જખમ, નહિ રૂઝાતાં ચાંદાં, છોકરાંઓનાં માથાનું સડી જવું, ખસ, સુકુ કે લીલું ખરજવું અને નહિ રૂઝાતાં ગુમડાં વગેરે ચામડીનાં દરદોને આ મલમ ઘણી ઝડપથી મટાડી દેછે.

કિંમત–ડબી ૧ નો રૂ. ૧ એક.

---

# દાદરની સોગઠી.

ગમે તેટલા વરસની કાળી યા લાલ આખે શરીરે ફેલાયેલી કે થોડા ભાગમાં ફેલાયેલી દાદર ઉપર આ સોગઠી પથ્થરપર પાણી સાથે ઘસી ચંદનની માફક દરદવાળા ભાગપર લગાડવાથી બાર કલાકમાં ફાયદો માલુમ પડેછે.

કિંમત–તોલા ૨ ની સોગઠી ૧ ના આના ચાર

---

# દંતમંજન.

અમારા તરફથી ઇંગ્રેજી અને હિંદી ભાષામાં નિકળતાં "આયુર્વેદરહસ્ય" નામનાં ચોપાનિયામાં દાંતનાં દરદોને માટે પુષ્કળ લખવામાં આવ્યું છે કે, દાંતની સફાઇ નહિ રાખવાથી સેંકડે નેવું માણસનાં મોઢામાંથી બદબો નિકળેછે, જેની ચેતવણી તેને બીજા તરફથી મળતી નથી તેમ તેની પોતાને ઘણે ભાગે ખબર પડતી નથી આવા કારણથી દરેક માણસે અમારૂં "દંતમંજન" હમેશાં વાપરવું જોઇએ. એ મંજન લગાડવાથી દાંત સડતાં નથી. ઢીલા થયા હોય તો મજબૂત થાયછે. દાંતપર ખેરી બાઝતી નથી, દાંત ચકચકિત થાયછે. દાંતનાં પારાં ચડતાં નથી તેમ તેમાંથી લોહી નિકળતું નથી, મોઢાંમાંથી નિકળતી ખરાબ વાસ બંધ થાયછે અને તેથી ખોરાક લેવામાં પણ સારી રૂચિ થાયછે.

કિંમત-તોલા ૪ ના પડીકાં ૧ ના આના ૪ ચાર.

---

# કેસરાદિ ગોળી.

શરીરમાં ગરમી ફુટી નિકળેલી હોય અને ગરમીની અસરથી શરીરનું લોહી ઝેરી બનેલું હોય અને તેને લીધેજ શરીરના સાંધા અકડાઇ ગયા હોય તો આ દવા વાપરવામાં બીલકુલ ઢીલ કરવી નહિ.

સવાર સાંજ બબ્બે ગોળી ઘીની સાથે લપેટી ગળી જવી. દૂધ, ભાત, રોટલી, સાકર વગેરે મોળો ખોરાક લેવો. તેલ, મરચું, મીઠું વગેરે નજ લેવું.

કિંમત-ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

---

# મંડૂરવટક.

બરોળ વગેરે પેટનાં દરદો તથા કમળો અને પાંડુરોગ વગેરેનો નાશ કરવામાં આ દવા બહુ ફત્તેહમંદ નિવડેલ છે.

સવારસાંજ જમ્યા પહેલાં એકઃએક ગોળી પાણી સાથે લેવી. ગોમૂત્રસાથે લઇ શકાય તો વધારે સરસ.

કિંમત-ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

---

# ઉંઘની ગોળીઓ.

કોઇ પણ જાતના દુઃખદરદથી ઉંઘ ન આવતી હોય તો રાતના સુતી વખતે બે ગોળીઓ પાણીસાથે લીધાથી છથી આઠ કલાકસુધી સ્વપ્નાવગરની ઘણી સરસ ગુલાબી ઉંઘ આવેછે.

કિંમત-ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

---

# સીફીલીસ પાઉડર.

ખરાબ સોબતથી લાગુ પડતાં ચાંદીનાં દરદઉપર આ ભૂકી જેમ બને તેમ વખતોવખત થોડી માત્રામાં મુકવાથી

ચાંદી ઘણી થોડી મુદતમાં નાબુદ થાયછે.

કિંમત-તોલા ૧ એકનો રૂા. ૧ એક.

# આતંકનિગ્રહ ગોળીઓ તથા વાજીકરણ તેલના

## ક્રમવાર થતા ફાયદાઓની

### ટુંક નોંધ.

આતંકનિગ્રહ ગોળીઓ ખાવાની શરૂઆત કરતાં રોગની વેદના દૂર થાયછે, પેટ સાફ આવેછે, તથા બીજા આવી પડનારા રોગોની સામે અટકાવ નંખાયછે. આ પછી એ ગોળીઓની અસરનું બીજું પગથીયું મંડાયછે. તેમાં લોહી શુદ્ધ થાયછે તથા વધારે ઉતાવળથી શરીરમાં ફરવા લાગેછે, ભૂખ સારી લાગવા માંડેછે, મગજ તાજે થાયછે, શરીરમાં બળ તથા સ્ફૂર્ત્તિ દેખાવા લાગેછે, વીર્ય ઘટ્ટ બનેછે તથા શરીરમાં તેનો જમાવ થવા લાગેછે, અને ધાતુસ્ત્રાવવચ્ચેનો અંતર લંબાતાં લંબાતાં આખર ધાતુપાત તદ્દન બંધ પડી જાયછે. ત્રીજે પગથીયે ઇંદ્રિયો વધારે બળવાન થાયછે, આંખનું તેજ વધેછે, શરીર યોગ્ય પ્રમાણમાં વધવા લાગેછે, અને ગુમ થયેલી શક્તિ તેની અસલ સ્થિતિએ પાછી આવી પહોંચે છે અને છેવટના અથવા ચોથા પગથીયાપર એ ગોળીઓની અસરથી પુરૂષ મજબુત અને કદાવર બનેછે તથા બહારથી તેમજ અંદરથી દરેક જાતના રોગના હુમલા-સામે સહીસલામત ટકી રહી શકેછે.

વાજીકરણ તેલ લગાવવાની શરૂઆતમાં આસપાસના માંસમાં યોગ્યપ્રમાણમાં વધારો થવાથી બહાર દેખાતી

નસો બેસી જવા લાગેછે અને અદૃશ્ય થાયછે. એ તૈલની અસરનું બીજું પગથીયું મંડાયછે ત્યારે તેમાં ગુપ્ત અવયવની વાંકી અને વળેલી સ્થિતિ સુધરેછે અને દરેક ખામીખોડ દૂર થાયછે. ત્રીજા પગથીયાપર અવયવની કરચલીવાળી અને નબળી સ્થિતિ મટી અને તેની કમી થયેલી અથવા ગુમ થયેલી શક્તિ તેને પાછી મળેછે અને છેવટમાં અથવા ચોથા પગથીયાપર તે તૈલ સંપૂર્ણ પુરૂષત્વ આપેછે.

## મજબૂત ભલામણ.

ગુમ થયેલી શક્તિ અને મરદાઇ સજીવન કરવામાટે આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તૈલ એ બે ઔષધોનો સાથે ઉપયોગ કરવાની અમો મજબૂત ભલામણ કરીએ છીએ.

આતંકનિગ્રહ ગોળીઓવિષે એટલુંબધું કહેવામાં અને લખવામાં આવ્યું છે કે, તેના અદ્દ્ભુત ગુણોની માહીતી આ આખા દેશના દરેક ખૂણાસૂધી પહોંચી ચૂકી છે અને તેથી તે ગોળીઓસંબંધી વધારે લખાણ કે વખાણ કરવાની જરૂર નથી.

વાજીકરણ તૈલ જે દેશી તથા યૂનાની વૈદાંની મદદથી તૈયાર કરવામાં આવ્યું છે અને જેનો ઉપયોગ માત્ર બહાર લગાવવામાંજ થાયછે તે હાલ થોડા વખત થયાંજ તૈયાર કરવામાં આવ્યું છે. તે તૈલ **આતંકનિગ્રહ ઔષધાલય**નું બીજું કિંમતી રત્ન છે. તેની અદ્દ્ભુત શક્તિ વાપર્યાપછી તરતજ અનુભવવામાં આવેછે.

# પ્રજામાં પ્રિય થઈ પડેલાં પુસ્તકો.



**ચિકિત્સાબ્ધિ**—( સંપૂર્ણ આર્ય વૈદ્યકગ્રંથ આવૃત્તિ ચોથી. કદ ડેમી આઠ પેજી ૪૯ ફારમ, પુંઠું પાકું. કિંમત રૂા. ૨ બે ) આ પુસ્તકમાં દેશી વૈદ્યકસંબંધી જાણવા જેવી તમામ બાબતો આવી જાયછે. આ એકજ પુસ્તકનો સારી રીતે અભ્યાસ કરનાર, ઉત્તમ વૈદ્યતરીકે લેખાયછે. ગુજરાતી ભાષામાં આજ દિવસ સુધીમાં દેશી વૈદ્યકસંબંધી આના જેવો બીજો કોઇ પણ ગ્રંથ બહાર પડ્યો નથી.

**આર્યાનાર્યઔષધ**—( દેશી અને અંગ્રેજી ઔષધોનો અપૂર્વ વૈદ્યકસંગ્રહગ્રંથ આવૃત્તિ ત્રીજી. કદ ડેમી આઠ પેજી ૪૭ ફારમ, પુંઠું પાકું કિંમત રૂા. બે. બન્ને ભાગ સાથે ) પહેલા ભાગમાં તમામ ઉપયોગી દેશી ઔષધો બનાવવાની તથા જુદા જુદા રોગોપર વાપરવાની રીત સ્પષ્ટ સમજાય તેવી રીતે દાખલ કરવામાં આવી છે અને બીજા ભાગમાં તેવીજ રીતે તમામ ઉપયોગી અંગ્રેજી ઔષધોની હકીકત દાખલ કરવામાં આવી છે. આ પુસ્તકનો લક્ષ દઇ ઉપયોગ કરનાર એક દેશી વૈદ્યતરીકે અને એક ડાકટર તરીકે એમ બન્ને રીતે દેશી અને અંગ્રેજી ઔષધો વાપરવામાં કાબેલ થાયછે.

**પાંડવ અને કૌરવ**—(ઇતિહાસગ્રંથ આવૃત્તિ પાંચમી. કદ ડેમી આઠ પેજી ૭૬ ફારમ, પૂંઠું પાકું, કિંમત રૂા. ૩ ત્રણ.) આ પુસ્તકમાં પાંડવોની બાળચેષ્ટા, જુગારની રમત, દ્રૌપદીવસ્ત્રાહરણ, ચંડાળ ચોકડીની મસલત, અઢાર દિવસનું ભયંકર યુદ્ધ વગેરે અનેક રમણીય અને ચિત્તાકર્ષક બાબતો સમાવવામાં આવેલ છે. પાંડવ અને કૌરવનો રસીલો ઇતિહાસ જાણવાનું સાધન ગુજરાતી ભાષા જાણનારાઓને આ પુસ્તક સિવાય બીજું કંઈ નથી.

**રામ અને રાવણ**—(ઇતિહાસગ્રંથ. આવૃત્તિ ત્રીજી. કદ ડેમી આઠ પેજી ૫૫ ફારમ. પૂંઠું કાચું. કિંમત રૂા. ૧ એક) નીતિનો આબેહુબ ચિતાર, કરૂણારસનો નમુનો, દુષ્ટ સ્ત્રીનો દુરાગ્રહ, પવિત્ર પુત્રોનું આચરણ, સતીનો પ્રભાવ, સેવકનો ધર્મ અને ટુંકામાં શ્રી રામચંદ્રજીના ગુણ અને પરાક્રમનું સંપૂર્ણ વર્ણન વાંચવા દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાની ખાનગી લાયબ્રેરીમાં અવશ્ય રાખવું જોઇએ.

**પાંડવાશ્વમેધ**–(ઇતિહાસગ્રંથ, આવૃત્તિ બીજી- કદ ડેમી આઠ પેજી ૩૫ ફારમ, પૂંઠું પાકું કિંમત રૂા. ૨ બે) અલૌકિક પરાક્રમો, લવ અને કુશનું આખ્યાન, ચંદ્રહાસનું આખ્યાન, મહા યોદ્ધાઓનાં યુદ્ધ, વીર પુરૂષોની વીરતા તથા અનેક અદ્ભુત આખ્યાનોનો સંગ્રહ આ પુસ્તકમાં દાખલ થયો છે.

**શ્રીકૃષ્ણચરિત્ર**—( ઇતિહાસગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૬૦ ફારમ, પૂંઠું કાચું, કિંમત રૂા. ૨ બે)આ પુસ્તક

પરમાત્મા શ્રીકૃષ્ણભગવાનનાં ચિત્તાકર્ષક ચરિત્રોનું એક સુંદર સંગ્રહસ્થાન છે. એટલે શ્રીકૃષ્ણભગવાનસંબંધી સઘળી હકીકતથી ભરપૂર છે.

**મુક્તા**—(સાહિત્યગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૫૭ ફારમ. પૂંઠું પાકું: કિંમત રૂા. ૩ ત્રણ) ધર્મ, નીતિ અને વ્યવહારસંબંધી જ્ઞાન આપવાની સાથે સંસારસુધારો, રૂઢિ, રાજ્યપ્રકરણી વિષયો, ચાર પુરૂષાર્થ, નવરસ તથા અલંકાર વગેરેના આબેહુબ વર્ણનો તેમજ રસીલી વાર્તાના પ્રસંગમાં શહેર, જંગલ; બગીચા, જલાશય, આશ્રમ, ઋતુઓ, શિકાર, ગુફા, પાતાળ તથા યુદ્ધનાં વર્ણનો પૂરાં પાડનાર હોવાની સાથે ઉંચી ગુજરાતી ભાષા શીખવાનું અને સમજવાનું આ પુસ્તક ઉત્તમ સાધન છે.

**ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો**—(સાહિત્યગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૪૧ ફારમ. પૂંઠું કાચું. કિંમત રૂા. ૧॥ દોઢ) આ પુસ્તકમાં ૬૯ ગ્રંથકારોનાં જીવનચરિત્રો અને તેઓએ બનાવેલાં ૨૧૧ પુસ્તકોનો હેવાલ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

**સંક્ષિપ્ત કાદંબરી**—(સાહિત્ય ગ્રંથ. આવૃત્તિ ત્રીજી કદ ડેમી આઠ પેજી ૧૨ ફારમ. કિંમત આના ૮ આઠ) બાણભટ્ટે સંસ્કૃત ભાષામાં લખેલ કાદંબરીનું ગુજરાતી ભાષામાં સહેલું અને ટુંકું રૂપ આ પુસ્તક વાંચવાથી ધ્યાનમાં આવેછે.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**—(આર્યતત્વજ્ઞાનનું અપ્રતિમ-

શાસ્ત્ર, કદ ડેમી આઠ પેજી ૨૫ ફારમ કિંમત રૂપિયો ૧) મૂળ શ્લોકો સહિત આ અતિશય શુદ્ધ ગુજરાતી ભાષાંતર પરમ પુરૂષાર્થનું સાધન કરવાની ઇચ્છા પાર પાડવા દરેક મનુષ્યે નિત્ય પાઠ કરવાયોગ્ય છે.

**આયુર્વેદમાર્ગોપદેશિકા**—વૈધકગ્રંથ, કદ ડેમી અઢાર પેજી દશ ફારમ.કિંમત આના આઠ)ચાલુ દરદો અકરાદિકમથી લઇ તેનાં કારણુ અને સ્વરૂપ વગેરેનું જરૂર પડતું વર્ણન આપ્યા પછી તે દરેક દરદની નીચે તેના ઇલાજોનું વર્ણન આપવામાં આવ્યું છે, જે ઇલાજો સાધારણ માણસ પણ સહેલાઇથી તૈયાર કરી શકે તેવા છે.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**—( શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધમાટે પુષ્કળ વ્યાખ્યાન સહિત. કદ ડેમી આઠ પેજી લગભગ ૮૦ ફારમનો મોટો ગ્રંથ. પુંઠું પાકું. કિંમત રૂા. ૪) ઘણા વિદ્વાનોએ છેવટનો નિર્ણય કર્યો છે કે ધર્મનાં પુસ્તકોનો પાઠ માત્ર ફલદાયી નથી પણ પાઠની સાથે તેનો અર્થ તથા તાત્પર્ય પૂરેપૂરો સમજાય તોજ તે ફલદાયી નિવડેછે. આ પ્રમાણે ગીતા પુસ્તક તેના વાંચનારને પૂરેપૂરૂં ફલદાયી નિવડે એવા હેતુથી તે મૂળ ભાષાંતર તથા પૂરેપૂરાં વ્યાખ્યાનસહિત અમોએ બહાર પાડયું છે. મૂળ તથા ભાષાંતરસહિત ગીતાનાં પુસ્તકો તો ઘણાં બહાર પડયાં છે પણ પૂરતાં વ્યાખ્યાનવાળાં ગીતાનાં પુસ્તકો થોડાંજ બહાર પડયાં છે અને જે બહાર પડયાં છે તેમાં પણ ઘણે ઠેકાણે જૂદી જૂદી ખામીઓ જોવામાં આવેછે. અમો નિશ્ચયપૂર્વક જાહેર ક-

રીએ છીએ, કે અમારા તરફથી બહાર પડેલ આ ગીતા પુસ્તકમાં તેવી ખામી બિલકુલ નજરે નહિ પડે. શ્રી શંકરાચાર્યવાળું ભાષ્ય તથા શંકરાનંદ, નીલકંઠ, અને શ્રીધર વગેરે પંડિતોના વ્યાખ્યાનોઉપર નજર રાખીને તત્વવિષયનો એક પણ અંશ ન જવા દઈ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળું પુસ્તક અમોએ પ્રસિદ્ધ કર્યું છે. વિવેકી વાંચનારાઓ, બીજા વિદ્વાનોતરફથી બહાર પડેલાં ગીતાનાં પુસ્તકો તથા આ પુસ્તકવચ્ચેનો તફાવત પ્રત્યક્ષ જોઇ શકશે. આત્મશ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધમાં મૂકવાના આશયથી અમારે કહેવું પડેછે કે, શાસ્ત્રીય વિષયોમાં બિલકુલ નહિ ખેડાએલી ગુજરાતી ભાષામાં આજસુધી ગીતાશાસ્ત્રના ગૂઢ વિષયમાં પ્રવેશ કરાવે એવું આ સિવાય બીજું એકે ગીતાનું પુસ્તક બહાર પડયું નથી.

આ પુસ્તકમાં પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમાં તે અર્થનું વિશદીકરણ, તેમાં આવતા આક્ષેપોનાં સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમાં પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિં પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યાં આવેલા છે ત્યાં ત્યાં તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે. આટલું છતાં તેની વાક્યરચના ઘણી સરલ હોવાથી વાંચનારને તેમાં બિલકુલ કંટાળો આવે તેવું નથી. ટૂંકામાં ગીતા પુસ્તકના દરેક અધિકારીએ આ પુસ્તક રાખવા જેવું અને મનન કરવા જેવું છે.

**શારીરિક, માનસિક અને નીતિસંબંધી સુધારા-માટે સાદાં અને સત્ય વચનો**–આ પુસ્તકના નામ ઉપરથીજ તેમાંના ઉપયોગી લેખનું સૂચન થાયછે. એમાં બ્રહ્મચર્ય, અપવિત્રકામતૃપ્તિ, દીર્ઘાયુ, કુદરતી ખોરાક અને એવા એવા બીજા અનેક ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તક છપાયછે. છપાઇ તૈયાર થયા પછી તેના કદ વગેરે ઉપરથી તેની કિંમત વગેરે જાહેર કરવામાં આવશે.

**મણિમનુસ્મૃતિ**—આર્યધર્મશાસ્ત્રમાં શિરોમણિ ગણાતા મનુસ્મૃતિ નામના ગ્રંથનું માત્ર ગુજરાતી ભાષાંતર જો કે આની પહેલાં એક કરતાં વધારે વખત બહાર પડેલ છે. તો પણ આ પુસ્તક તેથી ઘણી જૂદી શૈલીપર લખવામાં આવ્યું છે. એટલે કે એમાં મૂળ શ્લોક, તેનો અર્થ અને તે પછી તેનું વિવરણ છે, તેમાં પૂર્વના પ્રતિષ્ઠિત ટીકાકારોના યોગ્ય આશયોની સાથે પૂરતું વિવેચન આપવામાં આવ્યું છે. આર્યધર્મનું ખરૂં રહસ્ય જણાવનારા અનેક ઉપયોગી અને અલૌકિક વિષયોથી ભરપૂર આ ગ્રંથ તૈયાર થાયછે. છપાઈ તૈયાર થયા પછી તેના કદવગેરેઉપરથી તેની કિંમત વગેરે જાહેર કરવામાં આવશે.

# યૂરોપિયન લોકોતરફથી મળેલાં સર્ટીફીકેટો.

અમારી દવાઓ માટે મળેલાં દેશી પ્રતિષ્ઠિત વિદ્વાનો તેમજ ડાક્ટરો વગેરેનાં સર્ટિફીકેટો અમો આજસુધીમાં ઘણી વખત જાહેર કરી ચૂક્યા છીએ. આ વખતે અહીં માત્ર યુરોપિયન લોકોનાંજ સર્ટિફીકેટોના મોટા જથ્થામાંનો જુજ અંશ આપવામાં આવેછે; જેથી ઘણી ઉંડી પરીક્ષા કરીનેજ પોતાનો મત આપનારા એ લોકો પણ અમારી **આતંકનિગ્રહ ગોળીઓને** માટે કેવો ઉંચો મત ધરાવેછે તેની વાંચનારાઓને ખાત્રી થાય.

( ઇંગ્રેજી ઉપરથી. )

**માનવંતા અને વ્હાલા શાસ્ત્રીજી,**

પવિત્ર **આતંકનિગ્રહ ગોળીઓની** શોધને માટે હું આપનો એકહજારવાર ઉપકાર માનુંછું. મારા જેવા દુઃખી માણસો જેઓએ ગયેલું પુરૂષાતન પ્રાપ્ત કરવાની આશા હમેશને માટે તજી દીધી છે તેમને માટે તે ખરેખર એક મોટો આશીર્વાદ છે.

આપની ગોળીઓથી મેળવેલ ફાયદો વર્ણવી શકવાનું મારે માટે અશક્ય છે. મને ખાત્રી છે કે, હવે પછી આપની ગોળીઓ સિવાય મને એક પણ દિવસ ચાલશે નહિ માટે મહેરબાની કરી ચમત્કારિક **આતંકનિગ્રહ ગોળીઓની** ડબી નં. ૨ બે મોકલી આભારી કરશો.

પરમેશ્વર આપના ઉપર તેમજ આપની ગોળીઓઉપર

તેના ચૂન્દા આશીર્વાદો વરસાવો અને દરેક દુઃખી જીવોને તે ગોળીઓથી જાણીતા કરો એ મારી પ્રાર્થના છે.

**ઈ. લીંગન.**

પો. ઓ. યેલનહલી, જીલ્લા નીલગીરી.

---

મહેરબાની કરી વી. પી. થી ૬ ૭ ડબી તાજી **આતંકનિગ્રહ ગોળીઓની** તરત મોકલો. જ્યારે સોરો મુકામે હું મીઠાનો એજન્ટ હતો ત્યારે મેં ૧ ડઝન ડબીઓ મંગાવી હતી અને આશ્ચર્યકારક પરિણામ મેળવ્યું હતું. વધારે આશ્ચર્ય તો એ છે જે, એ ગોળીઓથી મારા સગા સંબંધીઓની અજાયબી વચ્ચે મને કેટલાંક વર્ષ થયાં છોકરૂં ન થતું હતું તે હવે થયેલ છે.

**જે. સી. હડસન.**

ગેંગપૂર જરસુગુડા થઇને.

---

તમોએ કૃપા કરી મોકલેલ વી. પી. પી. મને મળ્યું છે. મારો પુત્ર જે મેનાનમમાં અભ્યાસ કરેછે તેને તમારી પંકાયેલી **આતંકનિગ્રહ ગોળીઓનાં** સેવનથી ઘણો ફાયદો મળ્યો છે અને હજી મળેછે. મને આશા છે કે તે જે જે દવા મંગાવે તે તે તમો તેને મેનાનમ મુકામે વી. પી. થી મોકલશો.

આ કાગળ મળ્યે તરત ૪ ડબી **આતંકનિગ્રહ ગોળીઓની** વી. પી. થી કમીશન સહિત નીચેનાં સરનામે મોકલો.

**કે. સી. વારકે.**

પોલાઇલ. પો. ઓ. એલાપી

ડી. ત્રાવનકોર.

ઉત્સાહ અને તાકાતને આપનારી તમારી **આતંકનિ-ગ્રહ ગોળીઓની** ૩ ડબ્બી, જે દરેક ડબ્બીમાં ૩૨ ગોળીઓ આવેછે તે તરત કૃપા કરી વી. પી. પી. થી રવાના કરશો.

મેં એક ડબ્બી વાપરેલ છે અને તેનાથી મારા શરીરમાં ઉત્તમ ફાયદો થયેલ છે.

**પી. એસ. એસ. બ્રાન્સ.**

ડી. ટી. સુપ્રી. ઑફીસ. એન. ડબલ્યુ. રેલવે.

રાવલપીંડી.

---

મને જણાવતાં ઘણોજ હર્ષ થાયછે કે તમારી ગો-ળીઓએ મારા શરીરમાં ઘણોજ ફેરફાર અને સુધારો કરેલ છે.

**કે. જી. રેડી.**

આર્મી કૉન્ટ્રેકટર,

પીકેટ–સીકન્દરાબદ.

---

ઘણા દરદીઓમાં મી. પાદશાહે તમારી નાની ચોપ-ડીઓ મફત વેંચેલ છે, તેઓએ તમારી દવાનો ઉપયોગ કરી ચોકસ ફાયદો મેળવેલ છે. હું પણ થોડા દિવસ તમારી ગોળીઓનો ઉપયોગ કરવા માગુંછું. મહેરબાની કરી વી. પી. પી. થી તરત તે ગોળીઓની બે ડબ્બી મોકલો.

**દા. એચ. દલાઈ.**

ડેપ્યુટી કમીશનર સોલ્ટ ડીપાર્ટમેન્ટ.

મેનીગી કેમ્પ.

---

મને છ ડબ્બી **આતંકનિગ્રહ ગોળીઓની** મળી છે.

અને તેથી ઘણો ફાયદો માલમ પડેછે, માટે બીજી ત્રણ ડબીઓ મોકલી ઉપકારી કરશો.

એ. ડાયાસ.
નં. ૧૬ નીઓઆર્ક.
કોટડી સીન્ધ.

---

હું જણાવવાની રજા લઉંછું કે મેં તમારી આતંક-નિગ્રહ ગોળીઓની ૩ ડબી પુના બ્રેન્ચથી લીધી છે અને ખરેખર તે ગોળીઓ મીસ્ટ્રેસ તો શું પણ તાકાદ આપનારી દવાઓમાં રાણી પદને યોગ્ય છે એમ મારૂં માનવું છે. મને તો તે ઇશ્વરે આપેલ બક્ષીસસમાન છે.

મને એટલીજ દીલગીરી છે કે તમો વિષે અને તમારી ચમત્કારિક દવાઓ વિષે મને વ્હેલી ખબર પડી નહિ. ઇશ્વર તમોને આશીર્વાદ આપે.

હું મારી સાથે છ મહિના ચાલે તેટલી ગોળીઓ આફ્રિકા લઇ જવા ઇચ્છુંછું તેથી મેહેરબાની કરી તેટલો વખત ચાલે તેટલી ગોળીઓ મોટી ડબીમાં પેક કરી વી. પી. પી. થી મોકલી ઉપકારી કરશો.

મારા આફ્રિકામાં રહેતા મિત્રોમાં પણ હું તમારી ચમત્કારિક દવાઓની મજબૂત ભલામણ કરીશ.

જી. પીટર્સ.
પોસ્ટ ઑફીસ નજીક.
પુદુપેટ મદ્રાસ.

આગળ મોકલી હતી તેમ વી. પી. પી. થી કૃપા કરી બે ડબી આતંકનિગ્રહ ગોળીઓની મોકલો.

મને તે ગોળીઓએ ઘણો ફાયદો કરેલ છે.

**કે. બી. નેલીની.**

સુપ્રી. એગ્રીકલચરના ડીરેક્ટરની ઑફીસ.

કાશ્મીર-પંજાબ

---

ઇશ્વરનાં હું વખાણ કરૂંછું. તમારી આતંકનિગ્રહ ગોળીઓ ફક્ત ૧૪ વાપર્યાથી ન ધારેલી મુદતમાં મને મારૂં ગયેલું પુરૂષાતન પાછું મળેલ છે. ઇશ્વર તમારા ઔષધાલયને દેશના લાભાર્થે આશીર્વાદ આપે.

**જે. આર. સોલોમન.**

સી. આઈ. જી. મીસન.

હિન્દુપુર-અનંતપુર.

---

મહેરબાની કરી વી. પી. થી ૩ ડબી કામાંતક ગોળીઓની, ૧ શીશી કેસરાદિ ગોળીઓની, ૧ રૂપીઆની રેચક ગોળીઓ, અને ૧ ડબી બાળમિત્રની મોકલો. મને જણાવતાં હર્ષ ઉપજેછે જે તમારી આતંકનિગ્રહ ગોળીઓથી મને અત્યંત ફાયદો થાયછે.

**એફ. પૉલ.**

સરધાના.

---

હું દરેક મનુષ્યને તમારી અમૂલ્ય ગોળીઓ કે જેથી મને ઘણીજ તંદુરસ્તી મળી છે તેનો ઉપયોગ કરાવવા

યત્ન કરીશ. મારી ઉમર વર્ષ ૩૫ની છે, જ્યારે કોઇ પણ ૨૫ થી વધારે વર્ષની અટકળ કરે નહિ. આ એક મોટો ખાનગી લાભ મને મળ્યો છે. અને જે લાભ વાસ્તે હું લોકોને ચોકસ ખાત્રી આપું છું.

**જે. ટી. હેન્ડર્સન.**
ચાર્ટર્ડ એસટેઈટ એકાઉન્ટન્ટ એન્ડ કો.
માપીટીગામા ગ્રૂપ.
અવીસાવેલા, સીલોન.

---

જેમ બને તેમ જલદી **આતંકનિગ્રહ ગોળીઓની** એક ડબી વી. પી. થી મોકલશો. મારા ત્રણ મિત્રોએ તે વાપરવાની મને ભલામણ કરી છે અને મને આશા છે કે, જેમ તેઓને ફાયદો મળ્યો તેમ મને પણ મળશે. જેમ બને તેમ તરત મોકલશો એવી ખાત્રી છે.

**ડૉક્ટર. જે મીશેલ.**
૧૮ મી બેટરી આર. એફ. એ. ખડકી

---

દવાએ મારા પેટને જોર આપી, કબજીયત ઓછી કરેલ છે. હમણાં મને હરસનો દુખાવો પણ નથી. પેડુમાં થતું દરદ પણ ઓછું છે અને દવાનો આ ફાયદો મને પૂરતો છે.

કૃપા કરી વી. પી. પી. થી ૩ ડબી **આતંકનિગ્રહ ગોળીઓની** તથા એક શીશી તેલની (તેલ આંખોનો

દુખાવો ઓછો કરે છે) મોકલો. દવા લગભગ થઇ રહેવા આવી છે.

વીલીયમ વોલેસ.
બી. એન. રેલ્વે
ચક્રધરપુર.

---

દરેક જાતની પેટન્ટ દવાના ઉપયોગ પછી મને તમારી દવા પૂરતો ફાયદો આપનારી જણાઇ છે. બે વર્ષ થયાં મને પ્રમેહ થયેલ હતો, મેં એકજ ડબી વાપરી છે અને તેથી હું તમામ સાજો થઇ ગયેલ છું.

એચ. કેનહાર્ડ. બી. કમ્પની.
ફ્રર્સ્ટ. કે. એસ. એલ. આઇ.
કોલાબા મુંબઇ.

---

મી. જી. ડબલ્યુ. ડી. સીલવાએ મને તમારી ગોળીઓની સખ્ત ભલામણ કરી છે. મહેરબાની કરી એક ડબી વી. પી. થી મોકલો.

એચ. આર. એમ. ગ્રીન.
ગવર્નમેન્ટ ટેલી. ઓફીસ.
લાહોર.

---

આતંકનિગ્રહ ગોળીઓ અને કામશાસ્ત્ર મને પહોંચ્યાં છે. તમારી ગોળીઓ વાપર્યા અગાઉ દરેક રાત્રિમાં સ્વપ્નામાં મને વીર્ય જતું હતું, પણ હવે ધાતુ જતી નથી, તેથી હું તમારો અંતઃકરણથી ઉપકાર માનું છું.

એકો. પી. જીયોર્જ.
કૉલેજ.
કોટાયમ ત્રાવનકોર.

કૃપા કરી નીચેનાં સરનામે બે ડબી **આતંકનિગ્રહ ગોળીઓની** મોકલશો. થોડા વખત પહેલાં મેં તે વાપરેલ છે. અને અસરકારક જણાયેલ છે.

**એચ. ડબલ્યુ. બાર્ટલે.**

રજીસ્ટ્રાર ઑફ ટ્રેડ.

એડન.

---

તમારી પાસેથી ખરીદેલ **આતંકનિગ્રહ ગોળીઓની** એક ડબીએ મને આશ્ચર્યકારક ફાયદો કરેલ છે. મારા મિત્રો અને મારે વાસ્તે મને તે ગોળીઓની જરૂર છે. કૃપા કરી નીચેના સરનામે ૪ ડબી **આતંકનિગ્રહ ગોળીઓની** અને કમીશનતરિકે ૧ શીશી મણિ તેલની મોકલશો.

**એમ વી. જોન.**

એસ. સી. સેમીનરી

ટ્રીફવેલા ટ્રાવનકેર.

---

મને તમારી ગોળીઓ મળી છે, અને મેં તે, મારો એક મિત્ર જે નબળાઈથી પીડાતો હતો તેને આપેલ છે. તમારી ગોળીઓના વપરાશથી તે લગભગ સાજો થઇ ગયેલ છે અને તમારો મોટો ઉપકાર માનેછે તથા તમારી ગોળીઓના અસરકારક ફાયદાનાં હમેશાં વખાણ કરેછે.

બીજા કેટલાકોએ પણ મને તે ગોળીઓ મગાવી આપવા કહેલ છે, અને મને તમારામાં અત્યંત વિશ્વાસ હોવાથી, હું તમારી ગોળીઓના અસરકારક ફાયદાવિષે ફેલાવો કરવા મારાથી બનતું કરીશ.

૩ ડબી **આતંકનિગ્રહ ગોળીઓની** તથા એક શીશી રેચક ગોળીઓની વી. પી. પી. થી નીચેનાં સરનામે મોકલી ઉપકારી કરશો.

**જીઓ. લા. રીવ.**

પીરમ્બુર મદ્રાસ.

---

મારા કેટલાક દરદિયોપર તમારી ગોળીએ અત્યંત શ્રેષ્ઠ અસર કરેલ છે તેથી આપનો ઉપકાર માનુંછું. આ વખતે પણ ૨ ડબી મોકલી ઉપકારી કરશો.

**ડબલ્યુ. ડબલ્યુ. પોલ.**

સીમલા.

---

થોડાંક અઠવાડીઆંપર તમોએ મોકલેલ **આતંકનિગ્રહ ગોળીઓએ** જે દરદીઓપર મેં અજમાયેશ કરી હતી તેઓને ઘણો સારો ફાયદો આપેલ છે, અને હું હિંમતથી કહી શકુંછું કે થોડીક વધારે ડબીઓના વપરાશથી તદન ધારેલો ફાયદો મળશે. તેથી મહેરબાની કરી આ પત્ર મળ્યે વી. પી. અનરજીસ્ટર્ડ પાર્સલથી ૪ રૂ. ની **આતંકનિગ્રહ ગોળીઓની** ૪ ડબી, કમીશનની એક ડબી સહિત મોકલશો.

**એફ. સ્કોટ.**

કેસલ ક્રોફ્ટ. એસટેટ.

પી. ઓ. વાલપરાઇ.

પોલાચી થઇને જીલ્લો કોઇમબેટુર.

ક્રમપુરૂષત્વના દરદથી ૬ માસ થયાં પીડાતો હતો તેથી મેં મારી પીડા મારા મિત્રને જાહેર કરી. તે વડોદરામાં હતો તેથી ત્યાંથી એક ડબી આતંકનિગ્રહ ગોળીઓની મારે વાસ્તે મેળવી. મારે જણાવવુંજ જોઇએ કે બીજી દવાઓના ફોકટના ઉપયોગ કર્યા પછી, તે ગોળીઓએ મને ઘણોજ ફાયદો કરેલ છે.

પીટર એન્ટન ફ્રેન.
વડતાલ જીલ્લા ખેડા.

(આ માણુસ પછીના કાગળમાં નીચેપ્રમાણે લખેછે.)

ઘણી જુદી જુદી જાતના મંદવાડઉપર મેં તમારી આતંકનિગ્રહ ગોળીઓ મારા પાડોશીઓમાં મે મહિનામાં અને આખી ઉનાળાની મોસમમાં વાપરી છે અને થોડે અથવા વધારે દરજ્જે પણ ચોકસ ફાયદાકારક માલમ પડેલ છે.

પુરૂષત્વની હાનિપર તો એકપણ કેસમાં નિષ્ફળ નિવડેલ નથી.

પી. એ. ફ્રેન.
વડતાલ જીલ્લે ખેડા.

---

તમારી ચમત્કારિક આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી મને જે ફાયદો મળેલ છે તે તમને જણાવવો એ મારી ફરજ સમજુંછું. હું આ ખાત્રીથી જણાવુંછું કે મને છેલ્લા બે મહિનામાં જેટલી મજા રહી છે તેટલી ગયા બાર વર્ષ થયાં નહિ હતી. મને ઘણીજ અશક્તિ, નિદ્રાનો ભંગ, અપચો, અને કામનો કંટાળો હતો. હવે હું વહેલો અને

હોંશથી ઉઠું છું, મને કામ કરવામાં આનંદ પડેછે, અને હું દરેક રીતે સશક્ત અને આગળના કરતાં વધારે મજબૂત લાગું છું

હું તમારી દવાનાં ખુબ વખાંણ કરૂં છું અને કરીશ. મને ખાત્રી છે કે તમારી દવાની અજમાયેશ કરવાથી સેંકડો નિરાશ થયેલા પુરૂષોની જીંદગી બચેછે.

મેં બીજા ઉપાયો પણ અજમાવી જોયા છે, પણ તમારી દવા સર્વનો રાજા છે.

એચ. ન્યુ-મુંબઇ. *

---

તમારી આતંકનિગ્રહ ગોળીઓની ૪ ડબીના વપરાશથી હવે મને ઘણો સુધારો જણાયછે. હું સ્પષ્ટ કહુંછું કે કુટેવથી જે અસંખ્ય વ્યાધિઓ ઉત્પન્ન થાયછે કે જેના હાલમાં ઘણા જુવાનીઆઓ ભોગ હોયછે, તેને વાસ્તે તે ચોક્સ ઉપાય છે. આ દવાની પહેલાં મેં ઘણી બીજી દવાઓ વાપરી જોઇ હતી; પણ તેનાથી મને કાંઇ ફાયદો થયો નહિ હતો. ઇશ્વર દરેક જાતનાં દરદો મટાડવા તમો અને તમારી દવાશાળાપર આશીર્વાદ આપે.

હવે કૃપા કરી તરત વી. પી. પી. થી ૪ ડબી આતંકનિગ્રહ ગોળીઓની મોકલો.

જોન લીચ.

પેરીઆ વુરાઇ.

મુજાર પી. ઓ. સાઉથ ઇન્ડિયા.

---

* આ સહી યુરોપિયનની હોવાથી બરાબર વાંચી શકાઈ નથી, પણ જેવી ઉકલી છે તેવી લખી છે.

મેં ગયા મહિનામાં તમારી ગોળીઓની એક ડબી ખરીદ કરી હતી, અને એક પખવાડીઉં વાપરી હતી. ગોળીઓએ તરત કરેલ અસરથી મને ઘણો અચંબો થયો હતો.

**કે. જી. યુનીટન. કેરઑફ સી. પોથેનીડી.**

નં. ૧ મીનસ્ટ્રીટ પાર્કટાઉન મદ્રાસ.

---

ઘણા ઉપકારસહિત તમારી મુંબઇ ઓફીસેથી મળેલ ૩ **આતંકનિગ્રહ ગોળીઓની** ડબી અને બે મણિતેલની શીશીની લાંબે વખતે પહોંચ લખું છું. એક મણિતેલની શીશી અને ગોળીઓ મેં વાપરી છે. હું ચોક્કસ કહી શકું છું કે, સુતી વખતે ધાતુનું જવું અટકયા પછી, મને ક્રમપુરૂષ-ત્વમાં પણ કેટલોક ફાયદો થયો હતો.

**થો. એ. ફ્રાન્સીસ.**

કેરઑફ ડૉકટર એન. મેમલ,

કુથબીગુડા હૈદરાબાદ (દક્ષન)

---

મને ઘણો વખત થયાં બાદી અને કબજીયત હોવાથી મારા એક મિત્રની સલાહથી મેં તમારી કાલબાદેવીપરના ઔષધાલયમાંથી **આતંકનિગ્રહ ગોળીઓની** ૬ ડબી લીધી; અને પરિણામમાં મને જણાવતાં ખુશી ઉપજેછે કે તે ગોળીઓના વપરાશથી મને ઘણોજ સુધારો જણાયછે.

**રોબર્ટ. હુલસન**

૧૯ એસ્પ્લેનેડ રોડ ફોટ મુંબઈ.

મને જણાવતાં હર્ષ ઉપજેછે કે **આતંકનિગ્રહની** ડબી મને ઘણો ફાયદો કરેછે. મેં તમારી મુંબઈ ઓફીસે બીજી બે ડબી અને એક મણિતેલની શીશી વાસ્તે લખેલ છે.

**એ. રાઈટ. કેરઑફ જે. એલ. ડી. બોશ.**

કેમીસ્ટ, કોકાનાડા.

( એજ માણુસ બીજી વખત લખેછે કે )

કૃપા કરી બે ડબી આતંકનિગ્રહ ગોળીઓની મોકલો. ૧ રૂપીઆનું મણિતેલ પણ મોકલશો. તમે એક ડબી ૨૧-૩-૯૮ને રોજ મોકલી હતી તે બહુજ સરસ ઔષધ છે.

**એ. રાઇટ. કેરઓફ જે. એલ. ડી. બોશ.**

કેમીસ્ટ, કોકાનાડા.

---

વળતી ટપાલે વી. પી. થી એક બીજી **આતંકનિગ્રહ ગોળીઓની** ડબી મોકલો. મને લાગેછે કે, તમારી ગોળીઓ વાપરવાથી કેટલોક ફાયદો મળેછે.

**બી० આર. ગાઇ.**

નં. ૧૩ કોલીરોડ કલીવલેન્ડ,

ટાઉન, સેન્ટજોનહીલ બેંગલોર.

---

એક ૧૭ વર્ષના જણ માટે ( કે જે વેજીટેરીયન છે ) મારે દવાની જરૂર છે તે ઘણો નબળો છે અને કોઇ દિવસ તન્દુરસ્ત રહેતો નથી, અને વારંવાર કફ અને જ્વરથી પીડાયછે, તેનાં શરીરમાં માંસજ નથી. જો તેનો કોટ તે ઉતારે તો તમામ હાડકેહાડકાં ગણી શકાયછે, કારણ કે

છાતીના ભાગમાં માંસ નથી. દરેક હાડકાં, આગળ વધેલ જણાયછે. બે માસ અગાઉ છાતીના દુખાવાની દવા જે મેં તમારી પાસેથી મંગાવી હતી તે તેને આપી હતી અને તેણે કહ્યું કે તે પછી તેને ઘણું ઠીક છે.

તમારી દવાએ મને ઘણો ફાયદો આપેલ છે અને મને ખાત્રી છે કે, આ છોકરાને પણ તમારી દવા ફાયદો કરશે.

**એસ. નેકસન. સેમ્યુઅલ.**

વુરહીસ કોલેજ, વેલોર.

---

કૃપા કરી બીજી બે આતંકનિગ્રહ ગોળીઓની ડબી વી. પી. થી મોકલો, મને જણાવતાં આનંદ ઉપજેછે જે એક ડબી જે તમોએ મને બઝવાડા મુકામે ૩૭૪૧ નં. ના પત્રની સાથે મોકલી હતી તેથી મને કેટલોક ફાયદો થયેલ છે.

**એ. આર. લેબન ચારદુરી.**

આસી. પી. ડબલ્યુ. આઇ. એમ. એન્ડ એસ. એમ. રેલવે.

પુલાવપાડા.

---

મેં તમારી આતંકનિગ્રહ ગોળીઓ વાપરી છે અને તેની અસરનું વર્ણન કરી શકતો નથી. હું ખાત્રીથી માનુંછું કે તે અમૃત છે અને તે ગોળીઓની કોઈ બરોબરી નથી.

**કોનટીનહો [ જુનીયર. ]**

કાનસાવલીમ, ગોવા.

હું આથી જણાવુંછું કે તમારી **આતંકનિગ્રહ** ગોળીઓએ મને નવી જીંદગી બક્ષી છે અને મારા દરેક મિત્રોને અને મુખ્યત્વે કરી વિદ્યાર્થીઓને એ ગોળીઓ મગજને સુધારેછે તેથી વાપરવાની ભલામણ કરૂંછુંઃ

**જોસેફ કેમીલો.**

કોનલીનહો કાનસાવલીમ ગોવા.

---

હું ગોળીઓનો ઉપયોગ કરૂંછું અને તેની **અસર** ઘણીજ આશ્ચર્યકારક જણાયછે. મને હવે પુરૂષત્વ અને બળ કે જે ગુણોની પહેલાં ખામી હતી તે દેખાયછે. ગોળીઓ લગભગ થઇ રહેવા આવી છે તેથી મેહેરબાની કરી બીજી એક **આતંકનિગ્રહ ગોળીઓની** ડબી વી. પી. પોસ્ટથી રવાના કરો.

મને આશા રહેછે કે હિંદુસ્તાનની તમામ જુવાન પ્રજા **આતંકનિગ્રહ ગોળીઓ** વાસ્તે તમારો **આભાર** માનશે.

**જે. એ. ફેરનાનડીઝ.**

પર્લ. ફીશરીઑફીસ, ટુટીકોરીન.

---

મને જણાવતાં હર્ષ ઉપજેછે જે, થોડા વખત અગાઉ ખરીદ કરેલ બે **આતંકનિગ્રહ ગોળીઓની** ડબીથી મને ઘણોજ ફાયદો થયેલ છે જેને વાસ્તે તમારો અને ઇશ્વરનો હું ઉપકાર માનુંછું. મેહેરબાની કરી નીચેની દવાઓ કમીશન બાદ કરીને તરત મોકલો.

**આતંકનિગ્રહ ગોળીઓ ડબી નંગ ૩**

**મણિ તેલ શીશી નંગ ૧**

**મણિ મંજન પડીકાં ૨**
**રેચક ગોળીઓ ડબી ૨**

**જ્યોર્જ ડેવીડ.**

ટ્રેક એન્ડ બુક ડીપો, ૩૨ બુઅનરોડ.

બેંગલોર.

---

તમારી પંકાયેલ **આતંકનિગ્રહ ગોળીઓની** એક ડબી, તમારી મુંબઇ બ્રેન્ચથી મને મળી છે. મને જણાવતાં હર્ષ ઉપજેછે જે તે ગોળીઓ જાદુઇ અસર કરેછે. મેં કેટલીક ગોળીઓ, મારા એક મિત્રપર વાપરી છે અને જણાવતાં આનંદ થાયછે જે તેનાપર પણ તે ગોળીઓ ઘણી અસરકારક માલમ પડી છે. હું અંતઃકરણથી તમોને દીર્ઘાયુ આપવા, અને પીડાતા મનુષ્યોને લાભ આપવા તત્પર રહો એવી પરમેશ્વરપાસે પ્રાર્થના કરૂંછું. મારી સ્થિતિ હવે ઘણીજ સુધરી છે. ભાષામાં મને તમારી ગોળીઓએ કરેલ અદ્દભુત અસર જણાવવા પૂરતા શબ્દો મળતા નથી. મારી કલમ વધારે લખવા અશક્ત છે.

ગઇ કાલે તમારી મુંબઇ ઓફીસેથી એ ડબી મેં મંગાવી છે.

**એ. થોમસ આયર.**

વિષ્ણુપુરામ. પી. ઓ. સુચીનદ્રમ.

---

એક વખત મારા મિત્ર મી. ડી. એલ. ડી.એ તમારી મુંબઇ ઓફીસેથી બે **આતંકનિગ્રહ ગોળીઓની** ડબી ખરીદ કરી હતી. અને અમારા વચ્ચે તેણે વહેંચી હતી. તે ગોળીઓ એટલી તો અસરકારક માલમ પડી હતી કે જેથી અમોએ લેવી શરૂ કરી કે તરતજ બેજ દિવસમાં

અસર જણાઇ હતી અને અમોને તે ગોળીઓએ ઘણોજ ફાયદો કરેલ છે.

ડબલ્યુ. એમ. જીરોમ.
ફીયામારી.

---

તમારી આતંકનિગ્રહ ગોળીઓએ મને સારી પાચનશક્તિ આપેલ છે.

જી. જી. રેડી.
નં. ૨. આપીયામુથુ સ્ટ્રીટ.
પાર્ક ટાઉન મદ્રાસ.

---

કૃપા કરીને નીચે લખેલી દવાઓ, ભેટના, ચિત્રસહિત અને મફત અપાતી કામશાસ્ત્ર મોકલો.

આતંકનિગ્રહ ગોળીઓની ડબી નંગ ૬
આરોગ્ય અને આયુષ્યવર્ધક તેલ શીશી ૧
રેચક ગોળીઓ ડબી ૨
દંતમંજન પડીકાં ૨
કર્ણતેલ શીશી ૧

મારો મિત્ર કહે છે જે તમારી આતંકનિગ્રહ ગોળીઓ વાપર્યાથી હું આગળના કરતાં ઘણો સારો દેખાઉં છું, મને ભુખ સારી લાગેછે, અને રાત્રિમાં નિદ્રા પણ મીઠી આવેછે.

બી. ચેની.
સુપ્રી. એનજીનીઅર ઑફીસ.
દુનગુ બર્મા.

જો વી. પી. થી તરત રૂ. ૧-૮-૦, ૪૮ **આતંક-નિગ્રહ ગોળીઓ** મોકલશો તો ઘણો ઉપકાર માનીશ. હું ઉમેરૂં છું કે ૩૨ ગોળીની ડબી જે તમોએ મોકલેલ હતી તેથી મને ઘણોજ આરામ થયેલ છે અને ઉપરની ૪૮ ગોળીઓ મને પુરેપુરો આરામ આપશે એ નિઃસંશય છે. ૧

**ઇ. ડી બેરેટ.**

પી. ડબલ્યુ. ઇન્સ્પેકટર.

ઔરંગાબાદ એન. જી. એમ. રેલ્વે.

---

તેને બચવાની થોડીજ આશા હતી. તેવામાં મેં તમારી **આતંકનિગ્રહ ગોળીઓ**ની ભલામણ કરી. ફક્ત ૬ દિવસ વાપર્યા પછીજ તે કહે છે કે, હવે તેને ઠીક છે. ગોળીઓ લેવી ચાલુજ છે, ગઇ કાલે મેં તેનેજ વાસ્તે તમારી પ્રખ્યાત દવા માટે તમારી મુંબઇ ઓફીસે ઓર્ડર મોકલેલ છે.

**એલ. સી. રીગો.**

કુથીયાર. કુપ. સા. કેનેરા.

---

હું તમોને જણાવવાને બંધાયેલ છું કે તમોએ મોકલેલ ગોળીઓથી કેટલેક દરજ્જે મારૂં આળસ ઓછું થઇ ગયેલ છે. મારી નબળાઇ તદ્દન જતી રહેશે એવી મારી ખાત્રી છે.

**જી. સેમ્પસન.**

ઓનગોલ.

---

૧ આ માણસે જોકે દોઢ રૂપિઆની દવા માગી છે પણ આતંકનિગ્રહની ડબીનો કોઇપણ અરધો કે પા ભાગ મોકલવામાં આવતો નથી તેથી તેને બે ડબીજ મોકલવામાં આવી છે.

# આતંકનિગ્રહ ગોળીઓના સંબંધમાં

## એક અ ર્વ સર્ટીફીકેટ.

" આતંકનિગ્રહ ગોળીઓ " માં જે જે દવાઓ વાપરવામાં આવેછે તે સઘળી દવાઓ અમોએ ઘણાં વર્ષો સુધી અમારા દરદીઓઉપર વાપરી છે, અમારી અગાઉના વૈદ્યો પણ વાપરતા હતા અને હવે પછીના વૈદ્યો પણ વાપરશે. એ દવાઓ અખૂટ આરોગ્ય, બળ, અને કાંતિ આપવામાં આશ્ચર્યકારક શક્તિ ધરાવેછે, કમતાકાતને મટાડવાનો અપૂર્વ ઈલાજ છે, લોહીને સુધારવામાં અને વધારવામાં હરીફાઈવગરની છે, ખરૂં પુરૂષત્વ આપવામાં તેઓએ મોટી નામના મેળવી છે, સ્વપ્નમાં કે પેસાબમાં ધાતુનું જવું, સ્મરણશક્તિની નબળાઈ, દસ્તની કબજીયત, પાચનશકિતમાં બગાડો, મગજની નબળાઇ, ચાલુ રહેતું અજીર્ણ અને હાથ પગની કળતર વગેરે દરદો મટાડવામાં એ ગોળીઓ સિદ્ધ આશીર્વાદજેવું કામ કરેછે.

૧ ઈશ્વરાવતાર શ્રીધન્વંતરિ.
૨ દેવવૈદ્યો શ્રીઆશ્વનીકુમાર.
૩ મુનીશ્વર શ્રીપુનર્વસુ.
૪ આયુર્વેદાચાર્ય શ્રીઅગ્નિવેશ.
૫ આયુર્વેદાચાર્ય શ્રીસુશ્રુત.
૬ આયુર્વેદાચાર્ય શ્રીવાગ્ભટ.

વગેરે વગેરે.

## આતંકનિગ્રહ ગોળીઓના સંબંધમાં અમારૂં પોતાનું

## સર્ટીફીકેટ.

"આતંકનિગ્રહ ગોળીઓમાં કોઇ પણ જાતનું નુંક-સાન કરે એવી કોઇ પણ જાતની મેળવણી બિલકુલ કરવામાં આવતીજ નથી, તેમ તેમાં કોઇ પણ ધાતુ કે પારાની મેળવણી પણ કરવામાં આવતી નથી. એ ગોળીઓ તદ્દન વનસ્પતિનીજ બનાવટ છે. જે જે વનસ્પતિ લોહીને અને વીર્યને સુધારનાર, પાચનશક્તિને જોઇએ તેવા રૂપમાં લાવ-નાર, મગજને મજબૂત કરનાર, બુદ્ધિ તથા સ્મરણ શક્તિને ખીલવનાર અને કૌવતનો ભરાવો કરનારતરીકે વાજબી વખાણને પામેલી છે, તેવી વનસ્પતિઓનો આ ગોળીઓમાં બહુ વિચારપૂર્વક ઉત્તમ યોગ કરવામાં આવેલો છે અને તેથીજ એ ગોળીઓ આજ લાંબી મુદ્દત થયાં મહાપૌષ્ટિક-તરીકે પૂરા વિસ્તારમાં ચાલુ ફત્તેહ મેળવતી રહી છે અને કંટાળોભરેલાં લાંબી મુદ્દતનાં દરદોથી દુઃખી બની ગયેલા લોકોનાં ખરાં અંતઃકરણના આશીર્વાદો મેળવવામાં, ચમ-ત્કારિક અને લાંબી મુદ્દત ટકી રહે તેવો ફાયદો આપવામાં તથા ખરા પરીક્ષકોની તરફથી પૂરતી પ્રશંસા મેળવવામાં, આયુર્વેદમાં ઉત્તમ ગણાતાં ઔષધોમાં અગ્રેસર થઇ રહી છે."

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**

જામનગર–કાઠિયાવાડ.

# શ્રીકૃષ્ણવિષ્ટિ.

પ્રખ્યાત રાજા રવિવર્માની વખણાતી કલમથી તૈયાર થયેલ આ એક સર્વોત્કૃષ્ટ પવિત્ર રંગીન ચિત્ર છે જેમાં પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાન પાંડવોનીતરફથી કોરવોની સભામાં સલાહ કરવા ગયા છે એ વખતનો પરમ સુંદર દેખાવ છે.

આંધળો રાજા ધૃતરાષ્ટ્ર પોતાના ઉદ્ધત પુત્ર દુર્યોધન અને દુઃશાસન તથા તેના પ્રપંચી સોબતી કર્ણ અને શકુનિ વગેરે જેઓ શ્રીકૃષ્ણને કેદ કરી લેવા તૈયાર થઇ ગયા છે તેઓનાથી વીંટાઇને બેઠો છે. ક્ષત્રિયોમાં શિરોમણિરૂપ મહાપ્રભાવ ધરાવનારા ભીષ્મપિતામહ, આચાર્યોમાં શ્રેષ્ઠ દ્રોણ તથા મંત્રીઓમાં શ્રેષ્ઠ વિદુર વગેરે ઉત્તમ પુરૂષો પણ ત્યાં હાજર છે. શ્રીકૃષ્ણ ભગવાન સર્વોત્તમ સિંહાસનપર પ્રસન્નમુખથી પરમ નિર્ભયપણે બેઠા છે અને તેનો અંગરક્ષક સાત્યકિ, દુર્યોધન વગેરેની નીચ ખટપટ જાણી લાલચોળ આંખો કરી તેને શિક્ષા કરવા તૈયાર થઇ ગયો છે, પરંતુ પરમાત્મા શ્રીકૃષ્ણ તેનો હાથ ઝાલી તેને અટકાવેછે.

નિર્ભયપણું, પ્રસન્નપણું, આશ્ચર્ય, અનાદર, ક્રોધ વગેરે વિવિધ ભાવોને સૂચવનારી મુખાકૃતિવાળા ૨૧ પુરૂષોનો યથાસ્થિત અસરકારક દેખાવ આપનારાં આ ચિત્રની લંબાઇ પહોળાઇ ૨૮×૨૧ ઇંચની છે. રંગ, ભાવ તથા છાપમાં જે કુશળતા દેખાડવામાં આવી છે તે અવર્ણનીય છે.

આ ચિત્ર અમારે ત્યાંથી રૂા. ૪ ની સામટી દવા મંગાવનારને ભેટ અપાયછે.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

**જામનગર—કાઠીયાવાડ.**

પ્રાચીન, પંકાએલા વિદ્વાન મહાન વૈદ્યો પોતાના ઉત્તમમાં ઉત્તમ ઔષધપ્રયોગો માટે માત્ર દુનિઆના ભલા સારૂ પ્રતિજ્ઞાપૂર્વક તેના ખરા ગુણો જાહેર કરતા આવ્યા છે અને તેની સચ્ચાઈ સમજાવવા સોગન પણ લેતા આવ્યા છે તેમ—

# અમો પણ આ પ્રસંગે

## અમારી

આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલના સંબંધમાં તેમાં સમાએલા ઉંચામાં ઉંચા ગુણોને લીધે જાહેર પ્રતિજ્ઞાઓ કરીએ છીએ કે—

**પ્રતિજ્ઞા ૧ લી**—અમારી આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલ અમોએ જાહેર કરેલ પોતાના ગુણમાં નિષ્ફળ જાય તો હવે અમો વૈદ્યતરીકે અમારૂં નામ કદી પણ જાહેરમાં મુકીશું નહિ.

**પ્રતિજ્ઞા ૨ જી**—પુરૂષત્વ મેળવવામાટે ખાવાની અમારી આતંકનિગ્રહ ગોળીઓ અને બહારથી લગાવવાનું અમારૂં વાજીકરણ તેલ એ બન્ને દવાઓ અમોએ તેના સંબંધી જાહેર કરેલા ગુણવગરની હોય અને તેને માટે અમો ખોટાં લખાણ કરતા હોઇએ તો દાન વગેરેથી થતાં પુણ્યપરનો અમારો હક અમો છોડી દઇએ છીએ.

આતંકનિગ્રહ ગોળીઓની કમતીમાં કમતી એક ડબીથી અને વધારેમાં વધારે ચાર ડબીથી ફાયદો થાયછે, પણ તે ફાયદો નથી કરતી એમ કદી બનતુંજ નથી. પણ અમારૂં વાજીકરણ તેલ તો પહેલે દિવસેજ પોતાનું પરાક્રમ બતાવી દરદીની ખાતરી કરી આપેછે. અને બાટલી

પૂરી થાય ત્યાંસુધી વાપરવાથી હમેશને માટે એટલે કાયમનો ફાયદો થાયછે.

**પ્રતિજ્ઞા ૩ જી**—ઉપર લખ્યા પ્રમાણે આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલથી ધારેલી અસર થતી નથી એવા જો કોઇના સાચા શબ્દો અમે સાંભળીશું તો એ બે દવાઓના ગુણ જાહેરમાં મૂકવા માટે કદી અમો અમારા હાથમાં કલમ લઇશું નહિ.

**પ્રતિજ્ઞા ૪ થી**—અમારાં વાજીકરણ તેલની કિંમત જરા વધારે જણાય તેવી છે પણ તે તૈયાર કરતાં તેમાં થતા ખરચ અને મહેનતના પ્રમાણમાં જો તેની કિંમત અમોએ જરાપણ વધારે રાખી હોય તો વિશ્વાસઘાતી પુરૂષની જે દશા થાય તે દશા અમારી થજો.

**પ્રતિજ્ઞા ૫ મી**—અનુકરણ કરી માત્ર પૈસો મેળવવાનીજ ધારણાથી જેમ હાલ અનેક નામધારી વૈદ્યો તરફથી માત્ર શક્તિની દવા અને લગાડવાનાં ઘી, તેલ કે પટ્ટીઓની તદ્દન ખોટી જાહેરાત જોવામાં આવેછે તેમ અમારાં ઔષધોમાં જરા પણ ધત્તિંગ હોય તો શાસ્ત્રમાં કહેલાં પાપનાં ફળો ભોગવવા અમો તૈયાર છીએ.

**પ્રતિજ્ઞા ૬ ઠ્ઠી**—અમારી આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલના જાહેર કરેલા ગુણોમાં કાંઇ પણ અસત્યનો અંશ હોય તો અમારી સઘળી ભલી ધારણાઓ નિષ્ફળ થજો.

**પ્રતિજ્ઞા ૭ મી**—અમારૂં વાજીકરણ તેલ આજ સુધીમાં દુનિયામાં કોઇ પણ દવાએ નહિ મેળવી હોય તેવી કીર્તિ મેળવશે. જો અમારી આ ભવિષ્યવાણી ખોટી હોય તો દુનિઆના તમામ પાપીઓના પાપનું ફળ અમોને થજો.

**પ્રતિજ્ઞા ૮ મી**—અમારી છેલ્લી અને ભયંકર પ્રતિજ્ઞા એ છે કે, અમારી આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલ જો કોઇ પાપના ફળથી, કે કોઇ શાપના બળથી, કે બીજા કોઈ ગમે તે કારણથી પોતાના કદિપણ નિષ્ફળ નહિ જાય તેવા ગુણો બતાવવામાં નિષ્ફળ જાય, દરદીઓની સહાયતા કરવામાં શિથિલ થાય અને પોતાના દરદોરૂપી દુસ્મનોસામે લડવામાં જરા પણ પાછી પાની દે તો, અમો અમારા આતંકનિગ્રહ ઔષધાલયની હેડ ઑફીસ અને દરેક બ્રાંચ ઑફીસને વગર શંકાએ તાળાં મારી બંધજ કરીશું.

**પણ**

અમોને ચોકસ ખાત્રી છે અને ચોકસ વિશ્વાસ છે કે, અમારી આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલ ધરતી આકાશ ઉલટપુલટ થાય તો પણ કદી નિષ્ફળ નિવડવાનાં નથી, પણ તેઓની કીર્તિ, ફત્તેહ અને પરાક્રમ દિવસો દિવસ વધારેને વધારે ઝળકતાંજ રહેશે.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**
**આતંકનિગ્રહ ઔષધાલય,**
**જામનગર**-કાઠીયાવાડ.

---

**લોકાપવાદના**—ભયથી અમો પ્રાચીન પંડિતોની પેઠે સોગન વગેરે નથી લેતા એમ પ્રથમ લખી ગયા છતાં અહીં પ્રતિજ્ઞાઓ કરીએ છીએ એ પરસ્પર વિરૂદ્ધ લેખ વાંચનારાઓ સહેલાઇથી સમજી શકશે કે અમારી આતંકનિગ્રહ ગોળીઓના ચમત્કારિક ગુણોજ અમને એમ કરવાની ફરજ પાડેછે.

# કામશાસ્ત્ર.

આ પુસ્તકની આજ સુધીમાં જૂદી જૂદી ભાષાઓમાં નીચે પ્રમાણે આવૃત્તિઓ તથા નકલો બહાર પડી ચૂકી છે.

## ગુજરાતી.

| | | | |
|---|---|---|---|
| પહેલી આવૃત્તિ | ... ... ... ... | નકલ | ૨૦,૦૦૦. |
| બીજી | ,, ... ... ... ... | ,, | ૩૦,૦૦૦. |
| ત્રીજી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| ચોથી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| પાંચમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| છઠ્ઠી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| સાતમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| આઠમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| | | | ૧,૧૦,૦૦૦ |

## મરાઠી.

| | | | |
|---|---|---|---|
| પહેલી આવૃત્તિ | ... ... ... ... | નકલ | ૨,૦૦૦. |
| બીજી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| ત્રીજી | ,, ... ... ... ... | ,, | ૫,૦૦૦. |
| ચોથી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| પાંચમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| છઠ્ઠી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| સાતમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| આઠમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| નવમી આવૃત્તિ | ... ... ... ... | નકલ | ૧૦,૦૦૦. |
| દશમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| અગિયારમી | ,, ... ... ... ... | ,, | ૧૦,૦૦૦. |
| | | | ૯૭,૦૦૦. |

# વૈદ્ય ગિરિધર.

લખી પ્રસિદ્ધ કરનાર

વૈદ્ય શા. ગિરધરલાલ કહાનજી ધોળકા.



આ                                        પ્રત ૫૦૦૦.

...ન પ્રેસ-અમદાવાદમાં

...માન વકીલે છાપ્યું.

...-૦ ચાર આના.